# મેળની મુદ્રિકા

કિંવા

# મુદ્રારાક્ષસ.

શ્રીવિશાખદત્તના સંસ્કૃત નાટક ઉપરથી ગૂજરાતીમાં

રચી પ્રસિદ્ધ કરનાર


**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,**

અમદાવાદ.


'Read, not to believe and take for granted,
but to weigh and consider.' *Bacon.*


આવૃત્તિ ૫, પ્રત ૬૦૦. સં. ૧૯૭૪, સ. ૧૯૧૮.

મૂલ્ય સવા રૂપિયો.



સર્વ હક સ્વાધીન રાખ્યા છે.



આ પુસ્તક
અમદાવાદમાં ખાડિયામાં શ્રી ભાગ્યોદય પ્રિન્ટિંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કોપીરાઈટ-સંગ્રહ ૧૬૮૨

## Remarks on the Mudrârâkshasa.

It is a historical or political drama.........The plot......singularly conforms to one of the unities, and the occurences are all subservient to one action, the conciliation of Râkshasa. This is never lost sight of from first to last, without being made unduly prominent. It may be difficult, in the whole range of dramatic literature, to find a more successful illustration of the rule...............The chain of evidence by which Ràkshasa is separated from Malayaketu is ingeniously connected. The succession of incidents is active and interesting. .........The author has a vigorous perception of character and a manly strain of sentiment............ He is the Massinger of the Hindus.

*Wilson's Hindu Theatre.*

Viçâkhadatta's Mudrârâkshasa.........deserves special mention, because of its *unique* character, ...........It is a play of political intrigue, composed with much dramatic talent, being full of life, action and sustained interest.

*Macdonell's Sanskrit Literature.*

# બે બોલ.

'ક્યારે ચિત્ર દોરાઈ રહ્યું કહેવાય ?' આવો પ્રશ્ન ઊઠાવી એક ઉમરાવ ચિત્રકાર[1] પોતે જ ઉત્તર આપે છે, 'હું ધારૂં છું, કદી નહિ.' છે પણ તેમ જ. સાતમી વાર ચિત્ર હાથમાં લેતાં એ હોંસીલા ચિત્રકારને કંઇ ને કંઇ કરવાનું જડે છે. તેની કલમ રેખા આછી કે ઘેરી કરે છે, છાયા નરમ કે ભભકભરી બનાવે છે, લાગણીઓની ભાવમયતા ખીલાવે છે, સંસ્થાનમાં સ્વાભાવિકપણું ભરે છે અને સૌંદર્યનાં નવનવાં તત્ત્વ ઊમેરે છે. લેખની બાબતમાં પણ એમ જ છે. નવી આવૃત્તિ કાઢતાં ખંતીલા લેખકને વધતા ઓછા ફેરફાર કરવાના હોય છે. સ્વતંત્ર રચના કરતાં અનુવાદની કૃતિમાં, અજાણ્યું જાણી લેતાં અને જાણીતું અંતરમાં ઊતારતાં, સુધારાવધારાનો વિશેષ અવકાશ રહે છે. **મેળની મુદ્રિકા**ની પાંચમી આવૃત્તિમાં આવા કેટલાક ફેરફાર કરેલા જોવામાં આવશે. તોરમાણ અને મિહિરકૂલની હકીકત ઉપોદ્ઘાતમાં વધારે પડતી હોવાથી ગાળી નાંખી છે. સાટે અવંતિવર્માના વૃત્તાંતમાં જાણવા જોગ ઊમેરો કર્યો છે. આગળ પણ તે તે સ્થળે ઘટતા ફેરફાર કરી લીધા છે. વળી મૂળ સાથે છાયા અનેક પ્રસંગે સરખાવી જોઈ છે ને કેટલોક મુદ્દાનો સુધારો કર્યો છે.

નાટકોનાં મારાં ભાષાંતરોને અંગે એક બે બાબતમાં ખુલાસો કરવાની જરૂર છે. સંસ્કૃત મૂળમાં **विष्कम्भक** ને **प्रवेशक**નાં ભિન્ન નામથી જેનો વ્યવહાર કર્યો છે, તે બે **अर्थोपक्षेपक**ને ગૂજરાતી છાયામાં મેં સામાન્ય **વિષ્કંભક** સંજ્ઞા આપી છે. આનું કારણ એવું છે કે એમનો જે ભેદ **नाट्यशास्त्र**માં દોરવામાં આવ્યો છે, તે અનુવાદમાં જળવાય એમ નથી. **विष्कम्भक**માં કેવળ સંસ્કૃત બોલનાર કે સંસ્કૃત ને પ્રાકૃત બોલનાર પાત્ર, ત્યારે **प्रवेशक**માં કેવળ પ્રાકૃત બોલનાર પાત્ર જ હોય છે. સંસ્કૃત પ્રાકૃતની ફૂલગૂંથણીના સાહિત્યમાં, પ્રાધાન્ય ધરાવતી સંસ્કૃત ભાષાના ગૌરવને અનુલક્ષીને, **विष्कम्भक** ને **प्रवेशक**નો ભેદ વિહિત ને સાધ્ય છે. પરંતુ આપણા સાહિત્યમાં તો એકલી ગૂજરાતી ભાષા જ પ્રયોજાય છે; તેથી કરીને ઉક્ત ભેદનો અવકાશ નથી. આ કારણને લીધે ભાષાવિવેકનું અસાધ્ય તત્ત્વ તજી દેઈ અર્થોપક્ષેપનું વિશિષ્ટ તત્ત્વ ધ્યાનમાં લેઈ સામાન્ય **વિષ્કંભક** સંજ્ઞાનો મેં ઉપયોગ કર્યો છે. વળી **नाट्यशास्त्र** પ્રમાણે **विष्कम्भक** ને **प्रवेशक** વાસ્તવિક રીતે પછી આવનારા અંકના ભાગ નથી. સબબ મેં પણ **વિષ્કંભક**ને અંકોથી છૂટા પાડ્યા છે.

અમદાવાદ, જ્યૂન, ૧૯૧૮. **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

૧ Sir Edward Burne-Jones, Bart.

## વિશાખદત્ત,

### એની કૃતિ ને એનો સમય.

મુદ્રારાક્ષસની વિલક્ષણતા.

સંસ્કૃત સાહિત્યમાં કેવળ રાજ્યખટપટનું નાટક શોધિયે, તો **મુદ્રારાક્ષસ** છે. તેની આ વિલક્ષણતા એના કર્તાની હકીકત જાણ્યા પછી સમજવી સહેલ છે. એને જન્મ આપનાર કવિ વિશાખદત્ત રાજસત્તા ભોગવનાર કુટુંબમાં જનમ્યો હતો. એનો પિતા ભાસ્કરદત્ત 'મહારાજ' પદવિ ધરાવતો હતો. પિતામહ વટેશ્વરદત્ત પણ રાજદ્વારી પુરુષ હતો. તે 'સામંત' સંજ્ઞાથી જાણીતો હતો[1].

મ્લેચ્છમર્દન અવંતિવર્મા.

**મુદ્રારાક્ષસ** નાટક અવંતિવર્માના રાજ્યકાળમાં રચાયું ને ભજવાયું હતું[2].

---

૧ ઈસવી સનની છઠ્ઠી સાતમી સદીમાં અધિકારીઓને રાજ્ય તરફથી સામંત, મહાસામંત, મહારાજ વગેરે માન ભરેલા ઈલકાબ આપવામાં આવતા હતા. ૨ જુઓ **મુદ્રારાક્ષસ**ના ભરતવાકયનું ઉત્તરાર્ધઃ-**म्लेच्छैरुद्वेज्यमाना भुजयुगमधुना संश्रिता राजमूर्तेः स श्रीमद्बन्धुभृत्यश्चिरमवतु महीं पार्थिवोऽवन्तिवर्मा ।**. છેલ્લા ચરણમાં બહુ પ્રતો **पार्थिवश्चन्द्रगुप्तः** વાંચે છે; અને ટીકાકારો તથા સંશોધકો પણ એ જ પાઠ સ્વીકારે છે. પરંતુ અનેક કારણોને લીધે એ પાઠ ખોટો છે. નાટકના વસ્તુની સમાપ્તિ વાસ્તવિક રીતે નિર્વહણ સંધિના કાવ્યસંહાર અંગથી થાય છે. પ્રશસ્તિ તો નાટકની પ્રસ્તાવનાની પેઠે નાટક બહારનો ભાગ છે. એ પ્રશસ્તિ પાત્રોક્તિ ન હોવાથી ભરતવાકય એટલે કે નટની ઉક્તિ કહેવાય છે. ભરતવાકયમાં ઘણુંખરૂં જનમંડળને આશીર્વાદ દીધો હોય છે. કોઇ પ્રસંગે કવિના આશ્રયદાતાને આશીર્વાદનું પણ ભરતવાકય મળી આવે છે. ભાસના પ્રયોગબંધોમાં, આર્ય ક્ષેમીશ્વરના **चण्डकौशिक**માં અને જગન્નાથના **वसुमतीपरिणय**માં **मुद्राराक्षस**ની પેઠે રાજ્યકર્તાને આશીર્વાદ છે. **पार्थिवश्चन्द्रगुप्तः** પાઠ ન સ્વીકારવાનું કારણ એ પણ છે કે રાક્ષસ સાથે મહા પ્રયત્ને સમાધાન થાય છે, તે પ્રસંગે તેના જ સાંભળતાં મ્લેચ્છ મલયકેતુ સાથેના વિગ્રહનું ગર્ભિત સૂચન પણ અજુગતું છે. **राक्षसेन समं मैत्री राज्ये चारोपिता वयम् । नन्दाश्चोन्मूलिताः सर्वे किं कर्तव्यमतः प्रियम् ॥** વગેરે પાઠ જેવો અગ્રાહ્ય છે, તેવો જ **पार्थिवश्चन्द्रगुप्तः** પાઠ અગ્રાહ્ય છે. કોઇ અજ્ઞાન પરિવર્તકે અહીં જેમ **अवन्तिवर्मा**ને સ્થાને **चन्द्रगुप्तः** શબ્દ ગોઠવી દીધો છે, તેમ **मु. रा.** ।૧।૭૩। માં **चित्रगुप्तः** ને ઠેકાણે પણ કરેલ છે. **पार्थिवो रन्तिवर्मा** પાઠ જે એક પ્રતમાં જોવામાં આવે છે, તે હસ્તદોષ કે દૃષ્ટિદોષથી ઉત્પન્ન થયો છે. ખરો પાઠ **पार्थिवोऽवन्तिवर्मा** જ છે. '

એ મૌખર કિંવા મૌખરિ કુળમાં જનમ્યો હતો[૧]. એના પૂર્વજો ગુપ્તસામ્રાજ્યની છાયામાં પાંચાલ ભોગવતા હતા. એ સામ્રાજ્યનો અસ્ત થતાં ઈશાનવર્મા અને શર્વવર્માના[૨] પરાક્રમથી મૌખરરાજ્ય અયોધ્યા અને બંગાળા સુધી પસર્યું અને ઈસવી છઠ્ઠા શતકના ઉત્તરાર્ધનું એક સમર્થ રાજ્ય થઈ પડ્યું. અવંતિવર્માના સમયમાં તેનો પ્રતાપ પૂર્ણતાએ પ્હોચ્યો. મગધની અવાંતર શાખાના ગુપ્તો સાથેનો ત્રણ પેઢીનો કલહ[૩] હવે શમ્યો હતો. [૪]શર્વવર્માએ શાસન કર્યા પછી શાકલના હૂણો પણ ત્રાસ આપવાનું ભૂલી ગયા હતા. પડોશના શ્રીકંઠ રાજ્ય સાથે પાંચાલને એકગાંઠ હતી; કેમકે

---

૧ આ અવંતિવર્મા સિવાય કાશ્મીરમાં પણ એ નામનો એક રાજા થયેલો જાણવામાં છે; અને તે વધારે પ્રસિદ્ધ છે. પરંતુ વિશાખદત્ત કાશ્મીરનરેશની મ્લેચ્છરાજમાં ગણના કરે છે, તેથી તે **मुद्राराक्षस** નો અવંતિવર્મા હોઈ શકે નહિ. **राजतरङ्गिणी ।५।३८।** માં કાશ્મીરના અવંતિવર્માના સમયના કવિઓનાં નામ આપ્યાં છે તેમાં વિશાખદત્તનું નામ નથી, જ્યારે તેનાથી ઓછા જાણીતા મુક્તાકણ અને શિવસ્વામીનાં નામ નોંધ્યાં છે. એ અવંતિવર્માના દરબારના કવિ રત્નાકરે **हरविजय**ના બીજા સર્ગમાં શિવતાંડવનું જે અદ્ભુત વર્ણન આપ્યું છે, તેના શ્લોક ૫૫-૫૬ માં **मुद्राराक्षस** ના મંગળાચરણના બીજા શ્લોકની છાયા ઊતારેલી છે. તે પહેલાં **शिशुपालवध ।१६।८४।** માં માઘે **मुद्राराक्षस ।१।१४।** ના વચનનો કઢંગો ઊતારો કર્યો છે. એ શ્રીમાલવાસી કવિ ઈસવી સાતમી સદી અધવચ્ચે પહેલાં થયો હતો [ જુઓ " અમરુશતક "માંનો મારો ' અમરુ અને તેના ટીકાકાર ' એ લેખ ]. આથી પણ **मुद्राराक्षस**નો અવંતિવર્મા તે ઈસવી છઠ્ઠા શતકના છેલ્લા ચરણનો મૌખર પાંચાલપતિ જ ઠરે છે. ૨ અવંતિવર્માના પ્રપિતામહ અને પિતામહ. અયોધ્યા પ્રાંતના ફૈઝાબાદ જિલ્લાના ભિટોરા ગામમાં બીજા સિક્કાઓ ભેગા ઈશાનવર્માના નવ રૂપાના સિક્કા મળી આવ્યા છે, તે ઉપરથી એનું રાજ્ય તે પ્રાંત સુધી પસર્યાનું અનુમાન કર્યું છે. વળી બંગાળ પ્રાંતના શાહાબાદ જિલ્લામાં વારુણિક [ હાલનું Deo Barnak ] ગામનું નરસિંહગુપ્ત બાલાદિત્યના વારાનું શાસન શર્વવર્માએ ફરી કરી આપ્યાનું Deo Barnak Inscriptionમાં લખ્યું છે; તે ઉપરથી એના સમયમાં બંગાળ સુધી મૌખરરાજ્ય પસર્યું કહ્યું છે. જુઓ J. R. A. S, 1906, pp. 843–850 અને Crop. Ins. Vol. 111 p. 217. ૩ જુઓ Crop. Ins. Vol III, p. 203, Aphsad Inscription; જેમાં કુમારગુપ્ત, દામોદરગુપ્ત અને મહાસેનગુપ્તની ઈશાનવર્મા, શર્વવર્મા અને સુસ્થિતવર્મા સાથે અથડાઅથડી નોંધી છે. ૪ જુઓ Aphsad Inscription, **यो मौखरैः समितिषूद्धतहूणसैन्या वल्गद्घटा विघटयन् रणवारणानाम्** ઇ.

પ્રભાકરવર્ધન અને અવંતિવર્મા મામાફોઈના દીકરા થતા હતા[1] અને સાચા સ્નેહી પણ હતા.

એ અરસામાં આમુ અને સરદરિયાના પ્રદેશમાં ભારે ઊથલપાથલ થઈ. ત્રણસેં વરસનું જામેલું ઉત્તર હૂણરાજ્ય તુર્કોના અતોલ મારાથી તૂટયું. તેમણે ઈરાનના શહાનશાહ ખુશરૂ અનોશિરવાનની મદદથી હૂણોને બાલ્હીકમાંથી હાંકી કાઢયા; ઈ. સ. ૫૬૫. એ નાસતા ભાગતા મ્લેચ્છોનો લોઢ બામિયન, કપિશ, ગાંધાર અને પંચનદમાં ફરી વળ્યો. પશ્ચિમ રાજસ્થાન, અપરમાલવ અને લાટ હૂણોના હાથમાં ગયાં. બામેદુનિયાંથી માંડીને દમણગંગા સુધીનો સર્વ પ્રદેશ હૂણમય થઈ ગયો. આ વિદેશીઓની સત્તા વધતાં હન, બડગુજજર, પડિહાર, સોલંકી, ચાવડા વગેરે બહાદુર જાતો કાળે કરી છત્રીસ રાજકુળમાં સ્થાન પામી.

નવી ભરતી થયાથી શાકલના હૂણોનું બળ વધ્યું. તેઓ પડોશના રાજ્યને ત્રાસ આપવા લાગ્યા. પ્રલયકાળના સમુદ્રની પેઠે તેમનાં ધાડાં ધસ્યાં આવતાં ને શ્રીકંઠની વાડી ઊજાડતાં. નવલોહિયો પ્રભાકરવર્ધન તેમને શતદ્રુને પેલે પાર વળાવી આવતો; તેમ છતાં તે ભૂખાવળાં વરૂનાં ટોળાં ફરી ફરીને ચડી આવતાં હતાં. આથી શાકલનો રાફડો ફેડવાના ઠરાવથી શ્રીકંઠપતિએ પંચનદનું આક્રમણ કર્યું. પાંચાલનો અવંતિવર્મા દેશના ઉદ્ધાર અર્થે આ ધર્મવિગ્રહમાં જોડાયો[2]. એ બંધુઓનાં એકત્ર સૈન્ય પંજાબની નદીઓ

---

૧ અવંતિવર્માનો બાપ સુસ્થિતવર્મા પ્રભાકરવર્ધનના પિતા આદિત્યવર્ધનની બહેન સાથે પરણ્યો હતો; જુઓ Duff's Chronology of India. ૨ **મુદ્રારાક્ષસ**ના ભરતવાકયમાં અવંતિવર્માએ હૂણોનું કાસળ કાઢયાનું કહ્યું છે અને **હર્ષચરિત**માં પ્રભાકરવર્ધનને હૂણહરિણકેસરી કહ્યો છે. તે ઉપરથી એમ સંભવે છે, કે બંનેએ મળીને દક્ષિણ હૂણરાજ્ય ઊંધું વાળ્યું. બેઉ એ એક વખતે થયા હતા; સાખપડોશી હતા; સગા હતા; અને એકસરખી રીતે હૂણોની બળજોરીના જોખમમાં હતા; તેથી આમ માનવાને કારણ મળે છે. આવો જ દાખલો નરસિંહગુપ્ત બાલાદિત્ય અને યશોધર્માનો છે. મિહિરકોલને હરાવ્યાનું માન યવનચંગ બાલાદિત્યને આપે છે. મંદસોરના જયસ્તંભના લેખમાં યશોધર્મા એ માનનો દાવો કરે છે. તે ઉપરથી બેએ મળી હૂણશાહને હરાવ્યો હશે એવો નિર્ણય ઐતિહાસકો બાંધે છે. **મુદ્રારાક્ષસ**ના ભરતવાક્યમાં અવંતિવર્માએ મ્લેચ્છોનો ભય ટાળ્યાનું કહ્યું છે, તે હૂણો જ સમજવાના છે. વિશાખદત્ત પોતે સામાન્ય મ્લેચ્છ સંજ્ઞામાં હૂણોનો સમાવેશ કરે છે; જુઓ **મુ. રા. । ૧, ૩, ૫, ૬ । ૨૨, ૮૧, ૯૦, ૧૧ ।** અવંતિવર્માના સમયનો ઇતિહાસ વિચારતાં હૂણ સિવાય અન્ય મ્લેચ્છ સંભવતા નથી. આથી અનુવાદના ભરતવાક્યમાં **મ્લેચ્છ**ને બદલે હૂણનો જ પ્રયોગ કર્યો છે.

ઓળંગતાં આગળ વધ્યાં. રણસંગ્રામમાં તેમનો પ્રતાપ ન ખમી હૂણો હરિણની પેઠે નાઠા. એઓ શમી પીલુ અને કેરના દુર્ગમ વનમાં આવેલા શાકલના કિલ્લામાં ભરાયા. પરંતુ કાંટાવાળા અરણ્યની આડ કુરુક્ષેત્ર અને પાંચાલના વીરનો અટકાવ કરી શકી નહિ; તેમ જ શાકલનું બચાવકામ હૂણોનું રક્ષણ કરી શક્યું નહિ. હિંદસૈન્યના ધસારા સામે વિદેશીઓથી ટકાયું નહિ. તેમણે ભારે હાર ખાધી. ગઢ અવંતિવર્મા અને પ્રભાકરવર્દ્ધનને હાથ ગયો. તેમણે એ જુલમગાર હૂણોનું આશ્રયસ્થાન ઉદ્ધ્વસ્ત કર્યું. પછી તેમણે ગાંધાર મરુભૂમિ અપરમાલવ અને લાટના મ્લેચ્છોની પણ ખબર લીધી[1]; ઈ. સ. ૫૮૦–૮૧. આર્યાવર્તમાં રાજા નામે એ જ કહેવાયા, પશ્ચિમમાં પ્રભાકરવર્દ્ધન પ્રતાપશીલ અને પૂર્વમાં મ્લેચ્છમર્દન અવંતિવર્મા.

પાંચાલેશ્વર જેવો પરાક્રમી હતો, તેવો જ પ્રેમાળ ગુણજ્ઞ અને ધર્મિષ્ઠ હતો. મૌખરકુળ છઠ્ઠા શતકના રાજવંશીઓમાં પ્રથમ સ્થાન ધરાવતું હતું. વાક્પતિરાજ [2]યશોવર્માને ચંદ્રવંશી કહે છે[3]: તેથી સમજાય છે કે મૌખરો ચંદ્રવંશની શાખા હતા. તેઓ હરિહરના ઉપાસક હતા. **મુદ્રારાક્ષસ**ના ત્રીજા અંકમાં વૈતાલિકના મુખે કવિએ હરિ અને હરની સ્તુતિ ગાઈ છે, તે એ વિશિષ્ટ દેવતા પ્રતિ મૌખરોના પક્ષપાતને લીધે હશે.

બાણભટ્ટનો ગુરુ જે ભક્ષુ કવિ, તેના પ્રત્યે મુગટધારી મૌખરો બહુ ભક્તિભાવ ધરાવતા હતા એમ **કાદમ્બરી**ના આરંભમાં કહ્યું છે[4]. તે ઉપરથી મૌખરો વિદ્યારસિક પણ હતા એમ જણાય છે. **કાદમ્બરી**કારનો સમય વિચારતાં ભક્ષુનો મુખ્ય સત્કર્તા અવંતિવર્મા સંભવે છે. એ ભાયાતોને અને રાજસેવકોને સારી રીતે ત્રેવડતો હતો. એની છાયામાં તેઓ લક્ષ્મીમાં ઝીલતા હતા[1].

---

૧ જુઓ પૂર્વે આપેલું **મુદ્રારાક્ષસ**ના ભરતવાક્યનું ઉત્તરાર્દ્ધ અને **હર્ષચરિત**માંનો નીચેનો ઊતારો:-**हूणहरिणकेसरी सिन्धुराजज्वरो गुर्जरप्रजागरो गान्धाराधिपगन्धद्विपकूटपाकलो लाटपाटवपाटच्चरो मालवलक्ष्मीलतापरशुः प्रतापशील इति प्रथितापरनामा प्रभाकरवर्धनो नाम राजाधिराजः॥**. ૨ કાન્યકુબ્જની ગાદીએ અવંતિવર્મા પછી ગ્રહવર્મા, તે પછી ભોગવર્મા ને તેના પછી યશોવર્મા થયો હતો. ૩ જુઓ **गउडवहो । १०६५ ।**. ૪ જુઓ નીચેનું શ્લોકાર્ધ:—**नमामि भर्वोश्चरणाम्बुजद्वयं सशेखरैर्मौखरिभिः कृतार्चनम्**". અહીં **सशेखर** મૌખરિઓ તે અવંતિવર્મા ગ્રહવર્મા અને રાજ્યશ્રી સંભવે છે. ભક્ષુ કવિનાં સુભાષિત **सुभाषितावली**માં થોડાંક આપ્યાં છે.

### કવિ અને કવિનું કુટુંબ.

અવંતિવર્માના પ્રીતિપાત્ર પુરુષોમાંનો એક કવિનો પિતા ભાસ્કરદત્ત હતો. તેને વારસામાં ઊતરી આવેલી સામંતપદવિથી પાંચાલેશ્વરે મહારાજપદે ચડાવ્યો હતો[1]. વિશાખદત્તને રાજસત્તાવાચક ઉપપદ જોડાયું નથી તે ઉપરથી અટકળ થાય છે, કે **मुद्राराक्षस** રચાયું ત્યારે ભાસ્કરદત્ત હયાત હતો અને પુત્રની સત્કવિ તરીકેની ખ્યાતિ સ્થપાયલી જોવા ભાગ્યશાળી થયો હતો[2]. નાટકની અંદર મલયકેતુ અને સરહદી ત્રણ રાજાઓનાં રાજ્યની મર્યાદા કવિએ દોરી છે[3] તે ઉપરથી તર્ક દોડે છે, કે ભાસ્કરદત્ત ઉત્તર પાંચાલમાં અધિકાર ધરાવતો હશે અને ત્યાંના રહેવાસમાં એ ડુંગરી પ્રદેશની વાકેફગારી કવિએ મેળવી હશે. **मुद्राराक्षस** વિશાખદત્તની યુવાવસ્થાની કૃતિ છે. તે કાન્યકુબ્જની દરબારી નાટકશાળામાં નહિ, પણ અહિચ્છત્રના સ્થાનિક નાટ્યગૃહમાં ભજવાયું જણાય છે[4]. **मुद्राराक्षस** રચાયું તે અવંતિવર્માએ હૂણો ઉપર વિજય મેળવ્યા [ ઈ. સ. ૫૮૦ ] પછી પણ ગ્રહવર્મા ગાદીએ આવ્યા [ ઈ. સ. ૫૯૭ ] પહેલાં, એટલે કે ઇસવી છઠ્ઠા શતકના ચોથા ચરણમાં, એમ વગરવાંધે કહી શકાય છે.

### જૂની સાહિત્યની શાખાઓ.

એ સમયે સાહિત્યવૃક્ષ ચાર દિશામાં [5]ચતુર્ગ્રા ફાલી ચૂક્યું હતું. પૂર્વમાં શબ્દાડંબરી ગૌડી રીતિ ધોંધાટ કરતી હતી, જેનો પડઘો ગુપ્તચક્રવર્તી સમુદ્રગુપ્તની હરિષેણે રચેલી પ્રશસ્તિના ગદ્યભાગમાં સંભળાય છે. દક્ષિણમાં ઉત્પ્રેક્ષા વિશે પક્ષપાત ઉત્પન્ન થયો હતો, જેની દૂરની ઝાંખી સિંહલ કુમારદાસના **जानकीहरण**માં થાય છે. પશ્ચિમમાં [6]કવનમાર્ગ અર્થના ધરેડમાં વહેતો હતો, જે આ તરફની લાટી રીતિમાં સ્ફુરી રહે છે. ઉત્તરમાં રસિક જનનું ચિત્ત શ્લેષના ચમત્કાર પાછળ તણાતું હતું, જેનો દૃષ્ટાંત પ્રત્યક્ષર શ્લેષવાળી વાર્તા રચવાની પ્રતિજ્ઞા લેનાર સુબંધુ પૂરો પાડે છે. એ ચારે શાખાઓમાં [7]શબ્દાર્થચિત્રનો મોહ વધવાની સાથે અલંકાર તરફ એકમાર્ગી

---

૧ જુઓ પૂર્વે આપેલા **मुद्राराक्षस**માંના ભરતવાક્યના ઉત્તરાર્ધની છેલ્લી પંક્તિમાંનું **श्रीमद्बन्धुभृत्यः** વિશેષણ. ૨ જુઓ **मुद्राराक्षस**ની **प्रस्तावना.** ૩ જુઓ **मुद्राराक्षस,** અંક ૫. ૪ જુઓ **मुद्राराक्षस**ની **प्रस्तावना.** ૫ જુઓ **हर्षचरित । १ । श्लेषप्रायमुदीच्येषु प्रतीच्येष्वर्थमात्रकम् । उत्प्रेक्षा दाक्षिणात्येषु गौडेष्वक्षरडम्बरः ॥.** ૬ કવિતાની શૈલી. ૭ શબ્દાલંકાર ને અર્થાલંકા-

વલણ જામતું જાય છે. તેના પરિણામે, જે પ્રાચીન [૧]પ્રસ્થાને સર્વગુણસંપન્ન વૈદર્ભી રીતિ ખિલાવનારા મહાકવિ કાલિદાસ જેવાને જન્મ આપ્યો હતો તેની સત્તા ક્ષીણ થઈ, આ કાળથી [૨]સર્ગબંધમાંથી [૩]મુક્તકમાં અને રસમાંથી અલંકારમાં [૪]સંક્રાંતિ શરૂ થાય છે. એ સમયની છાપ **મુદ્રારાક્ષસ**માં પણ કંઇક બેઠી છે. ઉત્તરની સાહિત્યશાખાના પુષ્પ તરીકે એનાં અનેક પતાકા-સ્થાનકોનું [૫]સત્ત્વ જોઇયે તો શ્લેષ છે. એ શ્લેષનો પ્રયોગ ઘણે ભાગે **મુદ્રારાક્ષસ**માં સરળ, સફળ અને રુચિકર છે; સુબંધુની **વાસવદત્તા** જેવો ત્રાસપ્રદ નથી, બાણ અને પુલિનની[૬] **કાદમ્બરી** જેવો ચિત્રાત્મક[૭] નથી, અથવા તો નારાયણ ભટ્ટના **વેણીસંહાર** જેવો ક્લિષ્ટ[૮] પણ નથી.

બ્રાહ્મણશ્રમણનું વાદયુદ્ધ.

આ સાહિત્યશાખાઓના વિસ્તારની શતાબ્દીઓ બ્રાહ્મણ અને [૯]શ્ર-મણની સ્પર્ધાના કોલાહલથી શબ્દાયમાન થઈ રહેલી જોઇયે છિયે. એ અર-સામાં શાસ્ત્રસંગ્રહના પવિત્ર સમારંભથી પરવારેલા બૌદ્ધો કાવ્ય અલંકાર ન્યાય જ્યોતિષ વગેરેમાં લક્ષ આપવા લાગ્યા અને દ્વિજોની સાથે સરસાઈમાં ઊતરી સનાતન સંસ્કૃતમાં સંદર્ભો બાંધતા થયા. તેમને પૂર્વે જેમ મહાપ્રતાપી અશોકનો આશ્રય મળ્યો હતો, તેમ મહાચીનના શહાનશાહને શેહમ્હાત કરનાર ચક્રવર્તી કનિષ્કનો આશ્રય પાછળથી મળ્યો. એ પ્રતાપી શક [૧૦]વિજેતાએ જ્યારે પાટલિપુત્ર સર કર્યું. ત્યારે તે પ્રાચીન પાટનગરમાં તેને બોધિસત્ત્વ તરીકે ખ્યાતિ પામનાર બૌદ્ધ સાધુ અશ્વઘોષનો સમાગમ થયો. એ પૂર્વાશ્રમમાં બ્રાહ્મણ હતો, તેથી તેને સંસ્કૃત સાહિત્યના સારા સંસ્કાર હોવાનું અનુમાન થાય છે. બૌદ્ધ ચક્રવર્તી અશ્વઘોષને પોતાની સાથે, શકરાજધાની જે પુરુષપુર, ત્યાં લેતો ગયો. એ પશ્ચિમના પાયતખ્તમાં રહી તે પવિત્ર સંસ્કારી દ્વિજબૌદ્ધે કાલિદાસના **રઘુવંશ**ની સમોવડી કરવા મથતું **બુદ્ધચરિત** મહાકાવ્ય સંસ્કૃતમાં રચ્યું, જેનો ઈ. સ. ૪૧૪–૨૦ ના ગાળામાં ચીનાઈ ભાષામાં અનુવાદ થયો જાણવામાં છે[૧૧]. **અલંકાર** નામે ગ્રંથ, જેનો નિર્દેશ સુબંધુની **વાસવદત્તા**માં એક સ્થળે મળી આવે છે, તે પણ એ

૧ કાવ્યની પદ્ધતિ. ૨ અનેક સર્ગોનું બનેલું કાવ્ય. ૩ એક શ્લોકમાં સમાતું કાવ્ય. ૪ પલટાવું તે, વલણ. ૫ મુખ્ય અંશ [essential element]. ૬ જુઓ 'અમરુશતક'ને છેડે પુલિનને નામે આપેલી હકીકત. ૭ ચમત્કારની ખાતર વાપરેલો. ૮ મુશ્કેલીથી બંધ બેસતો. ૯ બૌદ્ધ સાધુ. ૧૦ વિજય કરનાર. ૧૧ જુઓ Macdonell's History of Sanskrit Literature.

ભિક્ષુની કૃતિ છે[1]. મહારાજા કનિષ્ક અને **બુદ્ધચરિત**નો કર્તા પહેલા શતકમાં થયા છે[2]. બોધિસત્ત્વના પવિત્ર પ્રભાવે સાહિત્યના ચક્રને મળેલો વેગ જારી રહ્યો. પણ તેની દિશા બદલાઈ; કાવ્યચર્ચામાં પાછા પડી બૌદ્ધો હવે શાસ્ત્રચર્ચામાં જોડાયા. ગૌતમ ભગવાને અને વાત્સ્યાયન મુનિએ સ્વીકારેલો અને સ્થાપેલો બુદ્ધિભિન્ન આત્મપદાર્થ અનીશ્વરવાદી બૌદ્ધોને અનિષ્ટ[3] હતો. આથી બૌદ્ધ પ્રમાણશાસ્ત્રી દિઙ્‌નાગાચાર્યે **ન્યાયસૂત્ર** અને **ન્યાયભાષ્ય**નાં વચનોનું ખંડન કરી પોતાના **પ્રમાણસમુચ્ચય**માં તેનો નિરાસ[4] કર્યો. તે સમયના બ્રહ્મવર્ચસ્વી[5] બ્રાહ્મણો દૌર્બલ્યનું મુનિવ્રત ધારી બૌદ્ધોને હાથે હાર ખમી રહે એવા ન હતા. તેમના સમર્થ નૈયાયિક ઉદ્દ્યોતકરે **ન્યાયભાષ્ય** ઉપર **ન્યાયવાર્તિક** લખી દિઙ્‌નાગના પ્રમાણસમુચ્ચયનું[6] ખંડન કર્યું. તેના સામો બૌદ્ધ ધર્મકીર્તિ થયો. તેણે **ન્યાયવાર્તિક**ના ખંડન અર્થે અને **પ્રમાણસમુચ્ચય**ના સિદ્ધાંતના સમર્થન[7] અર્થે દિઙ્‌નાગાચાર્યના પ્રમાણગ્રંથ ઉપર વાર્તિક લખ્યું.

આ પ્રમાણયુદ્ધ બ્રાહ્મણો અને શ્રમણો વચ્ચે મચી રહ્યું હતું, તે વખતે ભારત સામ્રાજ્યમાં[8] એક ભારે મહત્ત્વનો ફેરફાર થયો હતો. અનેક ન્હાના ન્હાના રાજાઓના દરબારમાં અથડાઈ ટીચાઈ થાકેલી રાજલક્ષ્મી પૂર્વના ગુપ્ત છત્રપતિઓનાં અંકમાં આવી બેઠી હતી. આ ગુપ્ત રાજાઓ વિદ્યારસિક વિદ્વાન અને વિદ્વાનોના પોશિંદા હતા. શ્રાવસ્તી નિવાસે જે વિક્રમાદિત્યના દરબારમાં બ્રાહ્મણ પંડિતોથી હાર ખાઈ બૌદ્ધ વાદી મનોર્હિત શરમનો માર્યો જીભ કરડીને મરી ગયાનું ચીનાઈ પ્રવાસી સાધુ યવનચંગ લખે છે, તે આ ગુપ્તસામ્રાજ્યનો સ્થાપનાર પ્રથમ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય હતો. મનોર્હિત બૌદ્ધ

---

૧ **વાસવદત્તા**માં સુબંધુ **અલંકાર**નું નામ લે છે; જુઓ **बौद्धसंगीतिमिवालंकारभूषिताम् ।**. એ **અલંકાર** ગ્રંથ બૌધ ધર્મકીર્તિએ રચ્યો છે, એમ ટીકાકાર શિવરામ લખે છે. પરંતુ આગળ કહેવ.માં આવશે તેમ ધર્મકીર્તિ તો સુબંધુ પછી થયો છે. સાતમા શતકનો ચીનાઈ પ્રવાસી ઇત્સિંગ જે **અલંકાર** અશ્વઘોષે રચ્યાનું જણાવે છે, તે આ જ છે એમ હું માનું છું. એને પૂરૂં નામ **સૂત્રાલંકાર** છે. એ બૌદ્ધ ગ્રંથનો ચીનાઈ અનુવાદ બચ્યો છે. વિશેષ હકીકત માટે જુઓ 'પરાક્રમની પ્રસાદી'ના આરંભે મહાકવિ કાલિદાસ વિશેનો લેખ. ૨ જુઓ 'પરાક્રમની પ્રસાદી કિંવા વિક્રમોર્વશીય નાટક'ના આરંભે આપેલો મહાકવિ કાલિદાસ વિશેનો લેખ. ૩ નાકબૂલ. ૪ છે જ નહિ એવું સાબીત કરવું તે. ૫ વિદ્વાન. ૬ દલીલોનો જથો. ૭ મજબૂતી. ૮ હિંદુસ્તાનની શહાનશાત.

૭૬૮૨



વસુબંધુનો અને પૂર્વોક્ત દિઙ્નાગનો પ્રમાણશાસ્ત્રમાં ગુરુ થાય. વસુબંધુએ **અભિધર્મકોશ** વગેરે અનેક ગ્રંથ રચ્યા છે. એ **અભિધર્મકોશ**નો ઈ. સ. ૪૦૪ માં ચીનાઈ ભાષામાં અનુવાદ થયાનો લેખ છે[૧]. મૂળ કર્તાની ખ્યાતિ બૌદ્ધ ધર્મની જન્મભૂમિમાં જામી દૂરના ઉપદેશક્ષેત્રમાં પસરવાને માટે પચાસ સાઠ વરસનો ગાળો લેતાં વસુબંધુ ઇસવી ચોથા શતકના પૂર્વાર્ધમાં થયો ઠરે છે. આ કારણથી જ એના સહાધ્યાયી મનોહિતનો વિક્રમાદિત્ય તે પ્રથમ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય હું લેખું છું[૨]. એ ગુપ્ત મહારાજાને નૈષ્કિક[૩] સ્મિથ ઈ. સ. ૩૦૮–૨૬ માં મૂકે છે, જે વસુબંધુના લેખના ચીનાઈ ભાષાંતરની સાલ ઉપરથી કરેલી ગણુતરી સાથે બંધ બેસે છે.

પ્રથમ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય પછી દિગ્વિજયી સમુદ્રગુપ્ત ગાદીએ આવ્યો. એણે ચોથા શતકના ત્રીજા ચરણ પર્યંત રાજ્ય કર્યું. હરિષેણકૃત વિજયપ્રશસ્તિ ઉપરથી એના દિગંતવ્યાપી[૪] પ્રતાપની કંઇક ઝાંખી થાય છે. પરમ ભાગવત છતાં પણ વિદ્યા ઉપરની પ્રીતિને લીધે એ રાજા બૌદ્ધ અને વૈદિક ઉભય ધર્મના વિદ્વાનોને સરખું ઉત્તેજન આપતો હતો. એનો પુત્ર દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય પણ પિતાના જેવો પ્રતાપી અને પિતાથી સવાયો વિદ્યારસિક હતો[૫]. એ જીવતાં એનો પ્રધાન વીરસેન એનાં વખાણ કરે એમાં તો નવાઈ શી ?–એના મરણ પછી **વાસવદત્તા**નો કર્તા સુબંધુ પણ રસવત્તા[૬] પરવાર્યાનો કરુણ પોકાર ઊઠાવે છે[૭]. આલંકારિક વામનની **કાવ્યાલંકારસૂત્રવૃત્તિ**[૮]માં ચંદ્રગુપ્તતનયની પ્રશંસાનું શ્લોકાર્ધ કોઇકનું ઊતારેલું છે. પણ તે

૧ જુઓ Macdonell's History of Sanskrit Literature વગેરે. ૨ વસુબંધુ, દિઙ્નાગ, વિક્રમાદિત્ય વગેરેના સમય બાબત 'પરાક્રમની પ્રસાદી કિંવા વિક્રમોર્વશીય નાટક'ના આરંભે મહાકવિ કાલિદાસ વિશેનો લેખ જુઓ. ૩ સિક્કાઓ ઉપરથી તવારિખ કાઢનાર. ૪ દિશાઓના છેડા સુધી પસરનાર. ૫ વિશેષ હકીકત માટે જુઓ 'પરાક્રમની પ્રસાદી'ના આરંભે મહાકવિ કાલિદાસ વિશેનો લેખ. ૬ રસિકપણું, રસજ્ઞપણું. ૭ જુઓ **वासवदत्ता । सा-रसवत्ता विहता न-वका विलसन्ति चरति नो कं-कः । सरसीव कीर्तिशेषं गतवति भुवि विक्रमादित्ये ॥** ૮ **साभिप्रायत्वं यथा–'सोऽयं संप्रति चन्द्रगुप्ततनयश्चन्द्रप्रकाशो युवा जातो भूपतिराश्रयः कृतधियां दिष्ट्या कृतार्थश्रमः ।' आश्रयः कृतधियामित्यस्य च सुबन्धुसाचिव्योपक्षेपपरत्वात् साभिप्रायत्वम् ।** જુઓ વળી 'પરાક્રમની પ્રસાદી'ના આરંભે મહાકવિ કાલિદાસ વિશેનો લેખ.

ચંદ્રગુપ્તતનય કોણ, તે જણાવ્યું નથી. તથાપિ જેના નામે પુત્ર પંકાય એવો પ્રતાપી પિતા તો દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય જ છે. અર્થાત્ **વાસવદત્તા**નો વિક્રમાદિત્ય અને વામને ઊતારેલા શ્લોકાર્ધનો ચંદ્રગુપ્ત તે એક જ છે અને તે ગુપ્ત મહારાજા દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય છે, એમ હું માનું છું. આ શસ્ત્રવિજયી અને શાસ્ત્રવિજયી પિતાપુત્રના રાજ્યકાળમાં બૌદ્ધોના અનાત્મવાદનું ખંડન કરી ભાગવત અને પાશુપત ઉભયને માન્ય આત્મવાદ નૈયાયિક ઉદ્દ્યોતકરે સ્થાપિત કર્યો. એ મહાન પાશુપતાચાર્યને દિઙ્નાગની પછી પણ સુબંધુની પૂર્વે મૂકવો ઘટે છે. સુબંધુ પોતે દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના મરણ પછી તેના પુત્ર પ્રથમ કુમારગુપ્તનો સચિવ થવા જીવ્યો હતો. તે ઉપરથી એની સત્તા ઇસવી ચોથા શતકના અંતમાં અને પાંચમાના પ્રથમ ચરણમાં અંકાય છે. સુબંધુ **વાસવદત્તા**માં નૈયાયિક ઉદ્દ્યોતકરનું નામ લે છે[1]. આથી એ વાર્ત્તિકકાર ચોથા શતકના ઉત્તરાર્ધમાં થયો એવું સહજે પ્રાપ્ત થાય છે.

પ્રમાણયુદ્ધમાં ન્યાયદર્શનનો છેલ્લો મહારથી ઉદ્દ્યોતકર હતો. એના વાર્ત્તિકનું પાંચમા શતકના મધ્યમાં બૌદ્ધ ધર્મકીર્તિએ **પ્રમાણસમુચ્ચય** ઉપર વાર્ત્તિક લખી ખંડન કર્યું. તે તોડી ન્યાયસિદ્ધાંત પ્રતિપાદન કરનાર કોઇ નૈયાયિક વીર નીકળ્યો નહિ. તે સમયે પૂર્વ અને ઉત્તર મીમાંસાના આચાર્યો બૌદ્ધો સામે વાદયુદ્ધમાં મેદાન પડ્યા. ઉદ્દ્યોતકર ભારદ્વાજે બૌદ્ધોનું ખંડન કરી ન્યાયસિદ્ધાંતનું પ્રતિપાદન માત્ર કર્યું. પરંતુ બૌદ્ધ મતનો પૂરેપૂરો ધ્વંસ કરનાર તો જૈમિનિમતાનુસારી હતા[2]. પ્રસિદ્ધ મીમાંસક કુમારિલ ભટ્ટાચાર્યે ધર્મકીર્તિની એક કડી ટાંકી તેનું ખંડન કર્યું છે[3]. કુમારિલના શિષ્ય મંડન-

---

૧ **'न्यायस्थितिमिवोद्द्योतकरस्वरूपाम् ।'** ૨ જુઓ **वासवदत्ता ।, कोचिज्जैमिनिमतानुसारिण इव तथागतमतध्वंसिनः ॥.** આ વચન ભાષ્યકાર શબર સ્વામીને ઉદ્દેશીને સુબંધુ લખતો હોય એમ લાગે છે. ૩ **પૂર્વમીમાંસા** ઉપરના ભાષ્યમાં શબરસ્વામી યોગાચાર મતનું ખંડન કરે છે; જુઓ કુમારિલ ભટ્ટનું **शाबरभाष्य** ઉપરનું **श्लोकवार्त्तिक** [ Bibl. Ind. ] પૃ. ૧૯, ખંડક ૮, ૯. એ મતનો સ્થાપનાર આર્ય અસંગ વસુબંધુનો મોટો ભાઇ થાય. તે ત્રીજા શતકના ઉત્તર ભાગમાં અને ચોથાના આરંભમાં થયો હતો. તેના પછી અને કદાચ ભારદ્વાજ ઉદ્દ્યોતકરની પણ પછી શબરસ્વામી ચોથું શતક ઊતરતાં અને પાંચમું બેસતાં થયા હોય. પ્રૉ. પાઠક કુમારિલ અને શંકરને બે સદી મોટા ગણે છે; જુઓ J. B. B. R. A. S. XVIII.

મિશ્રને વાદમાં હરાવી શંકરાવતાર તરીકે પૂજાતા શંકરાચાર્યે સુરેશ્વરાચાર્ય નામ આપી સંન્યાસદીક્ષા લેવરાવ્યાનું પ્રસિદ્ધ છે. ભગવાન શંકર પૂર્ણવર્માના સમકાલીન હોઈ છઠ્ઠા શતકમાં થયા, એવું યશોમૂર્તિ શોધક કાશીનાથ ત્ર્યંબક તેલંગે પ્રતિપાદિત કર્યું છે. તેથી કુમારિલ ભટ્ટને પાંચમા શતકના ઉત્તરાર્ધમાં અને છઠ્ઠાના પ્રથમ ચરણમાં મૂકવા પડે છે[1]. શંકરાચાર્યના પોતાના લેખોમાં પણ ધર્મકીર્તિનું સૂચન મળી આવે છે; ને બૌદ્ધોનું ખંડન તો પુષ્કળ છે. કુમારિલે અને મંડન–સુરેશ્વરે દીધેલાં દૂષણોનો પ્રત્યુત્તર બૌદ્ધ ધર્મોત્તરે વાળ્યો છે[2]. એ બૌદ્ધોના છેલ્લો મહારથી જણાય છે.

ઇતર સાહિત્યપ્રવૃત્તિ.

ચોથા પાંચમા અને છઠ્ઠા શતકમાં સરસ્વતીની રાજસી ઉપાસનામાં જ્યારે ઉભય પક્ષના વાદયોગીઓ આમ જોડાયા હતા, ત્યારે તેની સાત્ત્વિક આરાધના કરનારા કેટલાક જ્ઞાનયોગીઓ પણ તે શતકોને શોભાવતા હતા. શારદાદેશના મહાકવિ [3]ચંદ્રકે નાટ્યપ્રબંધથી વિબુધોને તૃપ્ત કરી કળા પ્રકાશી હતી, જોકે એ દ્વૈપાયન મુનિના અંશની કીર્તિચંદ્રિકા અત્યારે અમાવસ્યાના

---

૧ સુરેશ્વરના શિષ્ય સર્વજ્ઞાત્માએ **संक्षेपशारीरक** લખ્યું છે. તેને છેડે નીચેનો શ્લોક આપ્યો છે. **श्रीदेवेश्वरपादपङ्कजरजःसंपर्कपूताशयः सर्वज्ञात्मगिराङ्कितो मुनिवरः संक्षेपशारीरकम्। चक्रे सज्जनबुद्धिवर्धनमिदं राजन्यवंश्ये नृपे श्रीमत्यक्षतशासने मनुकुलादित्ये भुवं शासति॥** આમાં કહેલો **अक्षतशासन** માનવ્ય રાજા ચાલુક્ય પ્રથમ વિક્રમાદિત્ય [ ઈ. સ. ૬૪૧–૬૮૦ ] સંભવે છે. એ ગણતરીએ પણ શંકરાચાર્યની સત્તા ઈસવી છઠ્ઠા શતકના અંતમાં આવી રહે છે. ડૉ. ભાંડારકર પરમ ગુરુ શંકર અને પ્રશિષ્ય સર્વજ્ઞાત્માની વચ્ચે અર્ધી સદીનું અંતર લે છે. આથી જુદા અભિપ્રાય માટે જુઓ Indian Antiquary XLI, p. 200. ૨ જુઓ વિદ્યાનંદ પાત્રકેસરીની **अष्टसहस्री.** ધર્મોત્તરનું ખંડન શ્રીધર **न्यायकन्दली**માં કરે છે. તેની રચ્યા સાલ શક ૯૧૩ એટલે ઈ. સ. ૯૯૧ છે. [ **अनर्घराघव**નો કર્તા મુરારિ આ શ્રીધર પછી અગિયારમા શતકમાં થયો છે, કેમકે તે **वैशेषिककन्दली**નું **अ.रा.।२।** માં નામ લે છે; અને બારમા શતકના પ્રથમ ચરણના **अलंकारसर્વस्व**માં મુરારિની પ્રશંસાનું સુભાષિત ઉચ્ચકે આપેલ છે ]. ૩ જુઓ **रा. तं.।२।१६।नाट्यं सर्वजनप्रेक्ष्यं यश्चक्रे स महाकविः। द्वैपायनमुनेरंशस्तत्काले चन्द्रकोऽभवत्॥**

ચંદ્ર તુલ્ય નામશેષ જ છે. ઉત્તરાશ્રમમાં કાર્પટિક સંજ્ઞાથી ઓળખાયલા માતૃગુપ્તે ભરત મુનિને પગલે ચાલી નાટ્યશાસ્ત્રના આચાર્ય તરીકે માન મેળવ્યું હતું. તેના આશ્રિત ભર્તૃમેંઠ મહાકવિએ **હયગ્રીવવધ** મહાકાવ્યથી સંસ્કૃત સાહિત્યમાં મૂલ્યવાન ઊમેરો કર્યો હતો. અભિનવરાજ પ્રવરસેને મૂર્તિમાન પ્રાકૃતના અનુરાગથી અંકિત **સેતુબન્ધ** રચી હિમાચલથી સુવેલાચલ સુધી સ્થાયી કીર્તિસેતુ વિસ્તાર્યો હતો. ભગવાન શંકરના પરમ ગુરુ ગૌડપાદે **માણ્ડુક્યકારિકા** રચી અદ્વૈતસિદ્ધાંતને અપૂર્વ ચૈતન્ય આપ્યું હતું. બૌદ્ધ સત્યભદત અને જૈન વિજયનંદીએ જ્યોતિષ વિદ્યામાં કુશળતા દર્શાવી ભગવાન બુદ્ધ અને મહાવીરની સર્વજ્ઞતાની પ્રસાદી પરખાવી હતી. વળી એક કાળે ઊગી આથમતા ખગોળના સૂર્યચંદ્ર આર્યભટ્ટ અને વરાહમિહિરે અજ્ઞાનનાં વાદળના ગાઢ થર ભેદવા પૂર્વપશ્ચિમથી સ્વતંત્ર શોધનાં પ્રખર કિરણો લંબાવ્યાં હતાં.

આ સર્વદેશી સાહિત્યની પ્રવૃત્તિના યુગે શેષાવતાર ભગવાન પતંજલિના **મહાભાષ્યને** તેમની પાછળ પાતાળના અંધકારમાં ગરી જતાં ઉદ્ધારી લીધું; અને જુગલિયા **કાશિકાકાર** વામનજયાદિત્યે, **ન્યાસ**કાર જિનેંદ્રબુદ્ધિએ ને **કારિકાકાર** ભર્તૃહરિએ ભગવાન પાણિનિના શાસ્ત્રને નવો જન્મ આપ્યો[1]. આ યુગમાં પ્રાકૃત ભાષાને વિપ્રાચાર્ય વરરુચિના હાથે પુરાકલ્પની મર્યાદાને અનુસરીને સૂત્રસંસ્કાર મળ્યો. વળી એ યુગના છેવટના ભાગમાં વલભિપુરના શ્રીધરસેનના ઉત્તેજનથી પંડિતકવિ ભટ્ટિએ પોતાના નામથી પ્રસિદ્ધિ પામનારૂં શાસ્ત્રકાવ્ય રચી રસિકવર્ગની શાસ્ત્રરુચિની પણ પિછાન આપી[2].

### **મુદ્રારાક્ષસ**માં તે કાળના સાહિત્યનું પ્રતિબિંબ.

એ દીર્ઘ કાળની પ્રવૃત્તિનું પ્રતિબિંબ **મુદ્રારાક્ષસ** પૂરૂં પાડે છે, તેને લીધે તે જીજ્ઞાસુ વિદ્વાનનું ધ્યાન ખેંચે છે. એ પ્રતિબિંબની રેખા ક્વચિત્ સ્ફુટ, ને ક્વચિત્ અસ્ફુટ પણ છે. તોપણ એટલું તો કહેવું જોઇયે,

૧ **કારિકાવૃત્તિ, વાક્યપદીય** અને **ન્યાસ**નો નિર્દેશ **હર્ષચરિત**ના નીચે આપેલા વાક્યમાં છે:—**પ્રસન્નવૃત્તયો ગૃહીતવાક્યાઃ કૃતગુરુપદન્યાસા ન્યાયવાદિનઃ સુકૃતસંગ્રહાભ્યાસગુરવ ઉપલબ્ધસાધુશબ્દા લોક ઇવ વ્યાકરણેऽપિ ।**. ૨ જુઓ ભટ્ટિના સમય બાબતમાં 'અમરુશતક'માંનો 'અમરુ અને એના ટીકાકાર' એ મથાળાનો લેખ.

કે આવો સર્વગ્રાહી આદર્શ સંસ્કૃત સાહિત્યમાં બીજો જડ્યો નથી. એમાંના ક્ષપણકવેષી ઇંદુશર્માની જ્યોતિષમાં કુશળતા સત્યભદંતની ખ્યાતિનું સ્મરણ કરાવે છે. તે સમયમાં ગર્ગાચાર્યનો ગ્રહણપ્રતિબંધ વાદ કેવો ચર્ચાઈ રહ્યો હતો, તે પ્રસ્તુત નાટકની પ્રસ્તાવનામાંના ચંદ્રગ્રહણના પ્રસંગથી સમજાય છે[1]. એના ત્રીજા અંકમાં ચાણક્યના ઘરનું જે આર્ષ ચિત્ર આપેલું છે, તે કર્મમાર્ગ વિશે લોકની પ્રીતિ દૃઢ કરવા માટેના મીમાંસક આચાર્યોના સફળ પ્રયાસની આડકતરાતી આછી ઝાંખી કરાવે છે. વળી બે શતક પર્યંત ચાલી રહેલા ન્યાયશાસ્ત્રના રટનના પરિણામે પાંચમા અંકમાં વ્યાપ્તિલક્ષણ અને હેત્વાભાસનું સંક્ષિપ્ત પ્રાસંગિક સૂચન છે, તે પણ તેવું જ બોધક છે. ત્યમવળી વ્યાકરણના વધારે બારીક અને વિદ્વત્તા ભરેલા અભ્યાસ તરફ પાઠકોની વૃત્તિ કેવી વળવા લાગી હતી, તેની પણ છઠ્ઠા અને સાતમા અંકના બે વિરલ પ્રયોગથી પ્રતીતિ થાય છે[2]. તેની સાથે બૌદ્ધ જાતકો પાંચમા શતકમાં પાલી **सुत्तपिटक**ને નામે પુસ્તકના આકારમાં સંગૃહિત

---

૧ એ વાદને વિચારપાત્ર ગણવાની ના પાડી વરાહમિહિર ઉડાવી દે છે. પરંતુ **मुद्राराक्षस**માં શ્રદ્ધાની વૃત્તિથી તેનું નિરૂપણ કરેલું છે. તેથી એ ગ્રહણપ્રતિબંધ વાદ વીસારે પડ્યો તે પહેલાં જ **मुद्राराक्षस** રચાયું એવું અનુમાન થાય છે. હવે બ્રહ્મગુપ્તના **खण्डखाद्य** ઉપરની ટીકામાં આમરાજ **नवाधिकपञ्चशतसंख्यशाके वराहमिहिराचार्यो दिवं गतः।** એમ લખે છે, તે આધારે **बृहत्संहिता**ના કર્તાના દેહાંતનું વર્ષ ઈ. સ. ૫૮૭ આવે છે. એ વિચારશ્રેણીએ પણ વિશાખદત્ત છઠ્ઠા શતકના ચોથા ચરણમાં વિદ્યમાન હોવાનું ઠરે છે. ભારવિ એમના પહેલો થયો હોવો જોઇયે; કેમકે **मु.रा.।४ ३।** નો **सद्यःक्रीडारसच्छेदं प्राकृतोऽपि न मर्षयेत्। किमु लोकाधिकं धाम बिभ्राणः पृथिवीपतिः॥** શ્લોક **किरा.।२।४७।** ના **सहते न जनोऽप्यधःक्रियां किमु लोकाधिकधाम राजकम्।** એ ઉત્તરાર્ધના અનુવાદરૂપ છે. માઘને વિશાખદત્તની પછી મૂકવો પડે છે. શાથી જે **शि.व.।१६।८४।** ના છેલ્લા ચરણનો ઉત્તર સંધિ **'संपत्सु चापत्स्वपि'** તે **मु.रा.।१।** ના શ્લોક ૧૪ ના છેલ્લા ચરણના **संपत्सु चापत्सु च** એ ઉત્તર સંધિનું કઢંગું પ્રતિરૂપ છે.

૨ જુઓ: **मु. रा.।६।६८। परिरक्षन्ता।,** અને તે સંબંધે પાણિનિનું સૂત્ર **लक्षणहेत्वोः क्रियायाः।३।२।१२६।** [ આ ભવિષ્યાર્થ રૂપ ઉપરથી સિંધી ભવિષ્યકાળ ઊપજ્યો છે ]. જુઓ વળી **मु.रा.।७।६३। हस्त्यश्वम्।** અને તેના સંબંધમાં પાણિનિનું સૂત્ર **द्वन्द्वश्च प्राणितूर्यसेनाङ्गानाम्।२।४।२।**

થયેલાં છઠ્ઠા શતકમાં વિધર્મી વિદ્વાનોમાં પણ માન પામતાં અને વંચાતાં થયાં હતાં, તે સાતમા અંકમાં અનેક બુદ્ધના પૂજ્યભાવપૂર્વક નિરૂપણ ઉપરથી જણાઈ આવે છે.

નાટકની વિશિષ્ટતા.

**मुद्राराक्षस** રચાયું તે સમયમાં નાટકની સફળતા અને કીર્તિ નાટક તરીકે જ નહિ, પણ કાવ્ય તરીકે મનાવા લાગી હતી. કાલિદાસનાં નાટકો તે પ્રયોગબંધ ને પ્રકરણ હતાં; એટલે ભજવી કે કરી બતાવવાં એ જ તેમનું લક્ષ્ય હતું. **शाकुन्तल**ના રસાસ્વાદનું સ્થાન રંગભૂમિ હતું, ને તેના ભોક્તા પ્રેક્ષાગૃહના પ્રેક્ષકો હતા. **मुद्राराक्षस**ના ભોક્તા સામાન્ય પ્રેક્ષકો નથી, વિશેષજ્ઞ વિદ્વાનો છે; અને **उत्तररामचरित**ના રસનું પાન નટોની નાટકશાળામાં નહિ, પણ રસિક જનના વાચનગૃહમાં થાય છે. અહીં મંગળાચરણના અતિપ્રસંગની પણ શરૂઆત થાય છે.

સારા ભાગ્યે પ્રયોગબંધના આચાર્યોની પરંપરા હજુ ઉચ્છિન્ન થઈ ન હતી, તેથી નાટક દૃશ્ય મટીને શ્રવ્યની વિરૂપતા[1] ધારણ કરવા પામતું નથી; જેને લીધે ભરત કોહલ માતૃગુપ્તાદિકે જારી રાખેલી ચર્ચાના પરિણામે **मुद्राराक्षस**માં કલાવિધાનનો વધારો વિવેચક હૃદયને આનંદ ઉપજાવે છે. કાલિદાસના અંકમાં સ્થળ બદલાતું નથી, અર્થાત્ તેનાં અનેક દર્શન[2] પડતાં નથી. આથી આડાઅવળા પડદા ગોઠવી રંગભૂમિના ભાગ પણ પાડવાની આવશ્યકતા ઊભી થયેલી આપણે જોતા નથી. વિશાખદત્તનો અંક અનેક દર્શનમાં આપોઆપ વહેંચાઈ જાય છે. આ ફેરફારથી નાટકકાર સ્થલૈક્યના બંધનથી મુક્ત થઈ વસ્તુની સંકળના વધારે મોહક ને રસમય કરી શકે છે. વળી ભિન્નભિન્ન દર્શનને અનુકૂળ ભિન્નભિન્ન ચિત્રપટની વ્યવસ્થાથી નાટકોનો પ્રયોગ પણ વધારે આકર્ષક નીવડે છે. કલાવિધાનમાં બીજી એક મહત્ત્વની નવીનતા પતાકાનો વિસ્તાર છે. **शाकुन्तल** આદિ પ્રાચીન નાટકોની સાદી સંકળનામાં આવી વિસ્તીર્ણ પતાકા દૃષ્ટિ ખેંચતી નથી. **मुद्राराक्षस**માં ત્રીજાથી પાંચમા અંક સુધી પતાકા પસરી રહી નાટકનું વસ્તુ વિસ્મયકારક રીતે સંકીર્ણ બનાવે છે. આધિકારિક વસ્તુમાં ગર્ભ અને વિમર્શ પર્યંત વ્યાપનાર અંતઃપાતી[3] પ્રાસંગિક વસ્તુ તે પતાકા. કાવ્યમાં ઉપકથા અને નાટકમાં પતાકા ચમત્કારનો વધારો કરે છે. સ્થળભેદ અને પતાકા સાથે સરખાવટમાં ગૌ-

---

૧ વરવાપણું. ૨ Scenes. ૩ વચ્ચે આવનાર.

યુતા ધરાવતી કક્ષા જે પતાકાસ્થાનક છે, તે. એનાથી કાર્યનું સંઘટ્ટન થાય છે. કાલિદાસ પરિમિત પતાકાસ્થાનક યોજે છે, ત્યારે તે ઉપચારનો બહુધા આશ્રય લે છે. વિશાખદત્ત પતાકાસ્થાનકનો છૂટથી ઉપયોગ કરે છે; ને એનાં પતાકાસ્થાનકનું નિબંધન મુખ્યત્વે કરીને શ્લેષ હોય છે. નાટ્યશાસ્ત્રની બ્હોળી પ્રસિદ્ધિ, ચોથા અને છટ્ઠા અંકમાં નાટકના પદાર્થ ગણાવવા અને સૂચવવા જે અવકાશ લીધો છે, તે ઉપરથી પ્રતીત થાય છે[1].

કવિની કલાની વિશિષ્ટતા પાત્રનિરૂપણમાં પરખાઈ આવે છે. બીજાં નાટકોમાં બહુધા એકલ પાત્રો હોય છે, જ્યારે **મુદ્રારાક્ષસ**માં જોડિયાં પાત્રો છે. ચાણક્ય ને રાક્ષસ એક જ શાઠ્યનીતિનાં ભિન્ન ઓપનાં પૂતળાં છે. ચંદ્રગુપ્ત ને મલયકેતુ એક જ બીબાનાં નોંખી વર્ણચ્છાયાવાળાં ચિત્રો છે. બીજાં જુદાં સંસ્થાનનાં[2] જોડકાં નિપુણક ને વિરાધગુપ્ત, વૈહીનરિ ને જાજલિ, શાર્ઙ્ગરવ ને ઉદુંબર, શકટદાસ ને ઇંદુશર્મા વગેરેનાં છે. એ બધાંની ચિત્તાકર્ષક સુરેખતા એકએકને પડછે જોડકામાં જ દીપી નીકળે છે.

કર્તાની કુશળતા જેમાં સવિશેષ દીસી આવે છે, તે **મુદ્રારાક્ષસ**નું સંવિધાન છે. કાર્યની એકતા એ નાટકમાત્રનું સામાન્યલક્ષણ છે; પરંતુ **મુદ્રારાક્ષસ**માં એ એકતા અસાધારણપણે પ્રકાશે છે, તેથી તે એનું વિશેષલક્ષણ બને છે. આરંભથી તે અંત પર્યંત જે કંઇ થાય છે કે કરાય છે, તે સર્વ રાક્ષસના સંગ્રહ[3] અર્થે જ થાય છે કે કરાય છે. રાક્ષસની મુદ્રા અણુધારી હાથમાં આવે છે, તે કૂટલેખના સંબંધમાં કામે લાગે છે. એના કુટુંબની બાતમી મળે છે, તે કપટપાશની પ્રકરીનું બીજ બને છે. ચંદ્રગુપ્ત પર્વતકનાં આભરણો બ્રાહ્મણોને દાનમાં આપવા કાઢે છે, તે મલયકેતુથી રાક્ષસના વિચ્છેદની કાતી નીપજે છે. મિત્રને ઝંખતો સમૃદ્ધાર્થક સિદ્ધાર્થકને શોધતો આવે છે, તે ચંદનદાસના વધની કપટપ્રસ્તાવનામાં વજ્રલૂમકાનો પારિપાર્શ્વિક બની જાય છે. ચંદ્રગુપ્તને શાસન આપવા માટેના રાક્ષસના પ્રયત્નની નિષ્ફળતા અને રાક્ષસના સંગ્રહ અર્થે ચાણક્યના પ્રયોગની સફળતા અંકે અંકે ને પ્રસંગે પ્રસંગે પાત્રમુખે સીધી કે આડકતરાતી રીતે પ્રેક્ષકના સમક્ષ કવિએ રાખ્યા જ કરી છે. સર્વ પ્રવૃત્તિનું એકાયન[4], રાક્ષસ ચંદ્રગુપ્તનો અમાત્ય થાય, એ જ છે. **મુદ્રારાક્ષસ**માં અનેક નિષ્ફળ ન જનારાં બીજ કાર્યની

---

૧ જુઓ **મુ.રા.**।૪। અને **મુ.રા.**।૬।૮।. ૨ શરીરના અવયવોની વ્યવસ્થા ( posture ). ૩ મેળવી લેવો તે. ૪ નિશાન, મધ્યબિંદુ.

બસ્તીમાં પોખાય છે ને તેનાં અનેક નોંખાં બિંદુ બંધાય છે, જેનો એક ગર્ભપિંડ બને છે; તેમાંથી એક જ અભીષ્ટ સાંપડવાનું સાંપડે છે. કાર્યની એકપરતાનો આવો અદ્ભુત દૃષ્ટાંત દૃસ્યસૃષ્ટિમાં બીજો છે નહિ.

પ્રસ્તુત નાટકમાં વસ્તુની એકતા પણ કાર્યની એકતા જેવી ચમત્કારી છે. વડનું થડ પ્રથમ ઝીણી મૂળીઓનું જાળ ફેલાવતું ઊભું થાય છે ને પાછળથી જે નવતર વડમૂળીઓ ફૂટે છે તે જમીનમાં પથરાઈ વડવાઈઓના સ્તંભથી [1]શાખાપ્રશાખાને ટેકવે છે. આધિકારિક વસ્તુનું વૃક્ષ પણ સામાન્ય રીતે ગર્ભ અને વિમર્શ સંધિમાં પતાકા અને પ્રકરીની નવી વડમૂળીઓ પાંગરે છે. શકુંતલાના પ્રત્યાખ્યાનનું[2] બીજ દુર્વાસાના શાપરૂપે **શાકુન્તલ**ના ચોથા અંકમાં, અને કાલનેમિસુત દુર્જય દાનવના પરાભવનું[3] બીજ માઢવ્યના માતલિકૃત આક્રમણરૂપે[4] છઠ્ઠામાં રોપાય છે. તેવી જ રીતે **વિક્રમોર્વશીય**માં ઉર્વશી લતારૂપે પલટાઈ જાય છે તેનું બીજ ત્રીજા અંકનો ભરત મુનિનો શાપ છે; અને આયુના સમાગમનું બીજ પાંચમા અંકની સીચાણે કરેલી મણિચોરી છે. **માલવિકાગ્નિમિત્ર**માં પણ અશોકના દોહદનો અને સર્પદંશનો પ્રસંગ અંતઃપાતી બીજવાળો છે. આથી ઊલટું **મુદ્રારાક્ષસ**માં આધિકારિક અને પ્રાસંગિક વસ્તુના તાર ઠાંસીને વણેલા પટ્ટકૂળના તાણાવાણાની પેઠે આરંભથી અંત પર્યંત ઓતપ્રોત છે. પુષ્પપુર ઉપર સવારી માટે મલયકેતુના ઊધામાનું પ્રથમ અંકના પ્રથમ પ્રવેશમાં જ નિરૂપણ છે. એનાં મૂળ તો નાટકની ભૂમિનીએ પેલી પાર છેક ઊંડાં ઊંડાં મલયકેતુના [5]અપક્રમણરૂપે ફૂટતાં નજરે પડે છે; અને એનાં ફળ તો નાટકના છેવટના અંકમાં અને તદુત્તર[6] ફળે છે. ચંદનદાસના બંધનપૂર્વક વધની શિક્ષાનું સૂચન પણ પ્રથમ અંકમાં જ કરેલું છે, જ્યારે તેનો મુલતવી રહેલો અમલ સાતમા અંકમાં થતો જોવામાં આવે છે. પતાકાનાં અવાંતર બીજોની રોપણી પણ એવી જ વ્હેલી મૂળ વસ્તુનાં બીજોની જોડે થયેલી દૃષ્ટિએ પડે છે. આ રીતે પ્રસ્તુત નાટકમાં વસ્તુના ઝરાઓ એકસાથે જ ફૂટી અવિભિન્ન પ્રવાહરૂપે વહે છે; જ્યારે બીજાં નાટકોમાં મૂળ ઝરો આગળ વધતો જાય છે, તેમ તેમ અન્ય ઝરાઓ તેમાં ભળતા જાય છે.

**મુદ્રારાક્ષસ**માં કાર્યનો વેગ બહુ ખુબીદાર છે. રાક્ષસને ચંદ્રગુપ્તનું પ્રધા-

---

૧ ડાળાંપાંખાં. ૨ સ્વીકારવી નહિ તે. ૩ હાર. ૪ ચગદી મારવું તે. ૫ નાસી જવું તે. ૬ તે પછી.

નવરું લેવરાવવાને ચાણકયના દૃઢ સંકલ્પથી પ્રથમ અંકનો આરંભ થાય છે. એ સંકલ્પની સિદ્ધિને અરૂથે અનેક ગહન ઉપાયો વિચારી કઢાય છે, ઘડી કઢાય છે અને યોજી પણ કઢાય છે. તે દરમ્યાન કાર્યનો પ્રવાહ એટલો તો અજબ જેવો ત્વરિત ધસ્યો જાય છે, કે આ તે કઈ દિશાએ વળશે ને કયા બારે પ્હોચશે તેનો મનથી હજુ તો વિચાર કરિયે છિયે, એટલામાં તો શુંનું શું થઈ જાય છે. બીજા અંકમાં ગતિ ઘડીભર ધીમી પડે છે; પરંતુ કાર્યનો પ્રસર કંઇ આછો છે નહિ. મલયકેતુ રાક્ષસને [1]અલંકાર પ્હેરાવે છે; ચાણકયનો ગૂઢ પ્રણિધિ સિદ્ધાર્થક શકટદાસને છોડાવી લાવી રાક્ષસની તેનાતમાં પેસી જાય છે; મલયકેતુએ ભેટ મોકલેલો અલંકાર શકટદાસને છોડાવી લાવ્યા બાબત રાક્ષસ સિદ્ધાર્થકને ઈનામમાં આપી દે છે અને સિદ્ધાર્થક ચાણકયે આપેલી રાક્ષસની મુદ્રા રાક્ષસને નજર કરે છે, જે બંને પાછળથી રાક્ષસ સામે વિશ્વાસઘાત અને દ્રોહના આરોપ પૂરવાર કરવાનાં મજબૂત સાધન બને છે; ઉપરાંત ચાણકય અને ચંદ્રગુપ્ત વચ્ચેના અણુબનાવની બાતમી રાક્ષસને કાને પ્હોચે છે, તે જ વખતે પર્વતકના અલંકાર ચાણકય રાક્ષસને માથે ઓઢાડે છે: એ બનાવો એક પછી એક કાર્યની બઢતી કર્યા જાય છે: ભરતીના પૂર જોસમાં કાર્ય હવે ઉત્તરોત્તર વધતા વેગથી આગળ ધપે છે; જે દરમ્યાન ઊછળતા તોફાની મોજામાં રાક્ષસની નીતિનૌકા ઊંધી વળે છે અને તેના સંગી પાંચ મ્લેચ્છ રાજાઓ પ્રપંચના વમળમાં ઝડપાઈ પ્રાણ ખુએ છે. આ ભારે ક્ષોભ પછી કાર્યપ્રવાહ પાછો ધીમો પડે છે, તેમાં તણાતો રાક્ષસ ચાણકયના [2]ઇંદ્રજાળમાં પાટલિપુત્ર ખેંચાઈ આવે છે. ત્યાં તે ચંદનદાસને છોડાવવા જતાં ચાણકયના સામતંત્રે રાજસેવાના બંધનમાં બંધાય છે; અને વૈરનો ઉગ્ર અગ્નિ અમૃતના પૂરે ઓલવાય છે.

પ્રસ્તુત નાટકનું કલેવર કેવળ રાજનીતિનું બંધાયલું છે. એના પંચ સંધિ તે મંત્રનાં પંચ અંગ છે. અર્થસિદ્ધિથી ભિન્ન સિદ્ધિ એના પાત્રને ઇષ્ટ નથી. રાજ્યની સ્થિરતાને માટે ચાણકય રાક્ષસને ચંદ્રગુપ્તનો અમાત્ય બનાવવા ઇચ્છે છે; બાકી એને તેમાં કંઇ સ્વાર્થ નથી. નંદના સંગીઓના ઉપસંગ્રહ[3] માટે રાક્ષસ કુટુંબને સિંહની બોડમાં રાખે છે. પ્રકૃતિકોપ[4] અટકાવવાને મલયકેતુ પિતૃવધના આરોપ પછી રાક્ષસને જીવતો રહેવા દે છે. બધી હિલચાલ અર્થની સિદ્ધિને માટે પ્રવર્તે છે. કાર્યાકાર્યનો વિચાર અહીં બાજુ પર

૧ ઘરેણું. ૨ જાદુ. ૩ પોતાના પક્ષમાં રાખવા તે. ૪ પ્રકૃતિમંડળ ખળભળી ઊઠવું તે.

મૂકવામાં આવે છે. રાજકાર્યને માટે બ્રાહ્મણ ઇંદુશર્મા ક્ષણપક જીવસિદ્ધિ બની મિત્રદ્રોહનું, તથા પ્રણિધિ ઉદુંબર પ્રિયંવદક બની સ્વામિદ્રોહનું, ગોઝારૂં કૃત્ય કરે છે; અને વિપ્ર સિદ્ધાર્થક તથા સમૃદ્ધાર્થક ચંડાળના વેષે ચંદનદાસને શૂળીએ દેવા લઈ જાય છે. સેવાધર્મને આગળ કરી અહીં સાધન તરીકે અસત્ય અને છળનો આશ્રય લેવાય છે. ભાગુરાયણ મિત્રદ્રોહને ધિક્કારે છે, છતાં આચરે છે. સ્વામિભક્તિને અનુસરતાં સિદ્ધાર્થક તો કશું અકર્તવ્ય લેખતો જ નથી. રાજકાજના પ્રસંગમાં સ્નેહની કોમળ વૃત્તિ પણ કઠોર કર્તવ્યબુદ્ધિમાં પલટાઈ જાય છે. શૂળીના સ્તંભ આગળ વણિક ચંદનદાસ એકના એક વ્હાલા પુત્રને વ્હાલનાં વચન કહેવા બદલ માથા સાટે મૈત્રીનો બોધ કરે છે. કાર્યભારના દબાણમાં વિરલ પ્રસંગે જ હૃદયની આર્દ્રતાની[1] ઝાંખી થાય છે.

નાટકમાં નીતિનો પ્રયોગ જેવો ગૂઢ છે, તેવું કાર્યનું પારમાર્થિક ગૌરવ પણ ગહન છે. સ્થૂળ દૃષ્ટિએ ચંદ્રગુપ્તનો અભ્યુદય પ્રતિપાદ્ય જણાશે, ચાણક્યનો નીતિવૈભવ પ્રસ્તુત લાગશે, રાક્ષસના પક્ષનો પરાભવ વર્ણનીય ભાસશે; પણ તેમ કંઇ નથી. અહીં અમુક પુરુષના લોભની કે કામની તૃપ્તિ ઇષ્ટ નથી; પરંતુ ધન અને બળના મદમાં અંધ બની ગયેલા રાજાઓને મૂળમાંથી ઉખેડી નાંખી શૂન્ય સિંહાસનને લાયક નરનાથ સ્થિર કરી વિશ્વનો ઉદ્ધાર કરવો એ જ નિર્દેશ્ય[2] છે. એ મહત્ત્વના કાર્યની સિદ્ધિને અર્થે ચાણક્યે જે માર્ગ લીધો છે તે કુટિલ તો છે જ; તોપણ ન્યાયની દૃષ્ટિએ તેના લાભમાં કહેવું જોઇયે કે તે ખૂની નથી, બલ્કે ખૂનરેજી અટકાવનાર છે. આરંભથી તે અંત સુધીમાં એક પણ મનુષ્યના વધથી ચાણક્યના હાથ લોહીએ ખરડાયલા હોય એવું બતાવી શકાય એમ નથી. શકટદાસ અને ચંદનદાસને શૂળીએ દેવાના પ્રસંગ ખોટા દેખાવરૂપ છે, અને શટકદાસના મારાને શૂળીએ દીધાની વાત પણ ખોટેખોટી શેહરૂપ છે. નાટકમાં લીધેલા બનાવના પૂર્વેની હકીકત છેક ખૂનરેજીથી મુક્ત નથી. કોઇ દગાફટકાથી, કોઇ કાવતરાથી, કોઇ ઘેરામાં, કોઇ સંગ્રામમાં, એમ એક પછી એક નવે નંદનો ઘાણ નીકળી જાય છે. પણ તે તો રાજ્યક્રાંતિ[3] અને વિગ્રહમાં બધે એ બનનારા બનાવો છે. પ્રજાજનની દયા ખાઈ રાજ્ય છોડી તપોવનમાં જઈ રહેનારા

---

[1] કોમળ લાગણીઓથી હૃદયું ભીંજાયલું હોવું તે. [2] કહી બતાવવાનું. [3] રાજ્યની ઉથલપાથલ.

સાધુ પુરુષ સર્વાર્થસિદ્ધિનું ચાણુક્ય ખૂન કરાવે છે, તે ભૂંડું કરે છે. પરંતુ તેમ કર્યા વગર વિગ્રહનો છેડો આણવાનો અને લોકમાં સુખશાંતિ સ્થિર કરવાનો બીજો રસ્તો ન હતો. મ્લેચ્છ પર્વતક વિષકન્યાના પાશમાં ફસાઈ જીવ ખુએ છે; પણ તે તો તેની બેવડી બેવફાઇનો બદલો જ મેળવે છે.

જોકે નાટકમાં શાઠ્યનીતિનો પ્રયોગ કર્યો છે, તોપણ તેની દુષ્ટતા છાવરવાનો કોઇ સ્થળે પ્રયત્ન છે નહિ; બલકે ઉચ્ચ પાત્રની ઉચ્ચતા પ્રદર્શિત કરવાની એકે તક એમાં જવા દીધી નથી. ભાગુરાયણ મિત્રદ્રોહ કરે છે, પણ કમકમાટી ખાઈને કરે છે. સમૃદ્ધાર્થકે પ્રતિપક્ષી ચંદનદાસનો છૂટકારો ઇચ્છી રાજી થાય છે. સિદ્ધાર્થકને પણ ચાણુક્યની ક્રૂર આજ્ઞા અમલમાં મૂકતાં આંખો મીંચવી પડે છે. ચંદ્રગુપ્તની યોગ્યતા ન સ્વીકાર્યા બાબત રાક્ષસ પણ માત્સર્યદોષ અંગીકાર કરે છે. ચાણુક્યના કપટનાટકમાં ચંદ્રગુપ્ત ભાગ લે છે, છતાં મનમાં તો સંકોચ ખાય છે જ. કુટિલ ચાણુક્યે રાક્ષસના વૈરનિર્બંધમાં[1] સ્વામિભક્તિની શુદ્ધતા જુએ છે. નિર્દય નીતિનો રાક્ષસે અપકારી મલયકેતુને પૈતૃક રાજ્ય પાછું અપાવે છે. નંદના અમાત્ય તરીકેની રાક્ષસની શત્રુતા પાછળ નાંખી તેને ચંદ્રગુપ્તે પોતાના અમાત્ય તરીકે વધાવી લે છે ને તેને ઉપકારના ઋણમાં દબાવી દેઈ પોતાના હૃદયનું આભિજાત્ય[2] જ પ્રકાશિત કરે છે.

## **મુદ્રારાક્ષસ** શાને આધારે રચાયું ?

**પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ, સ્વપ્નવાસવદત્ત** ને **માલવિકાગ્નિમિત્ર** પેઠે **મુદ્રારાક્ષસ** એક ઐતિહાસિક નાટક છે. પ્રાચીન કાળમાં અહીં ઐતિહાસિક સાધનો કેવી ખંતથી સંઘરી રાખવામાં આવતાં હતાં, તે ઇસવી સાતમા શતકની હર્ષની તવારિખ ઐતિહાસિક સ્મિથે જે આપી છે તે ઉપરથી સમજાય છે. આવા કોઇ સંગ્રહને આધારે કાશ્મીરની **રાજતરંગિણી** રચાયાનું જાણવામાં છે; આવા પ્રકારનાં સાધનથી કાલિદાસે એનું પહેલું નાટક રચ્યું હશે; ને એવી સામગ્રી **મુદ્રારાક્ષસ** રચવામાં ઉપયુક્ત થઈ હશે. જેઓ **બૃહત્કથાને** આધારે **મુદ્રારાક્ષસ** રચાયું જણાવે છે, તેઓ ભ્રમણામાં ભૂલે છે. એ અદ્‌ભુતકથાના પ્રથમ લંબકના નંદકુળના વિપ્લવના[4] વૃત્તાંત સાથે નાટકના વસ્તુને કંઇ લેવાદેવા છે નહિ.

---

૧ વૈરમાં મંડ્યા રહેવું તે. ૨ ખાનદાની. ૩ જૂનાની શોધખોળ કરનાર ( archæologist ). ૪ નાશ.

બુધસ્વામીનો **बृहत्कथाश्लोकसंग्रह** નામે પુરાણો ગ્રંથ જડી આવ્યો છે તેને આધારે વિદ્વાનો કહે છે, કે **संग्रह** પછીના સંસ્કૃત અનુવાદોમાં મળી આવતો એ લંબક પાછળથી ઉમેરાયલો—અર્થાત્ ક્ષેપક છે. **मुद्राराक्षस**નું મૂળ **बृहत्कथा** છે એમ કહેનાર ધનિકનું પ્રમાણ આપે છે. પરંતુ **दशरूप**ના **अवलोक**નો વિવાદાસ્પદ વિષયને લગતો જે [1]ભાગ છે, તેમાં પ્રમાણ તરીકે આપેલા અનુષ્ટુભ પૈશાચી **बृहत्कथा**ના નથી, સંસ્કૃત **बृहत्कथामञ्जरी**ના છે. **मंजरी**કાર ક્ષેમેંદ્ર ઇસવી અગિયારમા શતકના ઉત્તર ભાગમાં થયો છે, એટલે કે **अव-लोक**કારથી સો દોઢસો વર્ષ અર્વાચીન છે. એ જોતાં **दशरूपावलोक**નો પ્રસ્તુત ભાગ સહેજે ક્ષેપક અર્થાત્ અપ્રમાણ ઠરે છે.

**मुद्राराक्षस**માં સમાયલો ઇતિહાસ.

નાટક ઐતિહાસિક છતાં પૌરાતનિકોનું લક્ષ તે તરફ વળવું જોઇયે તેટલું વળ્યું નથી, તે કારણથી એમાં સમાયલી અન્યત્ર ન મળી આવતી ઐતિ-હાસિક સામગ્રીનું દિગ્દર્શન કરાવવું અગત્યનું ધારૂં છું. ઇસવી સન પૂર્વે ચોથા સૈકામાં આખા આર્યાવર્તમાં નંદોની આણ એકચક્રવે વર્તી રહી હતી. મુખ્ય નંદ ઊંચા ખાનદાનનો ડાહ્યો ને પ્રતાપી રાજા હતો. દેશ સમગ્રમાં દ્રોણ આદિ એકધારાં માપ પહેલવહેલાં ઠરાવવાનું માન એને જ છે. એની રાજધાની પાટલિપુત્ર ગંગા અને શોણના સંગમ ઉપર દક્ષિણ અને પૂર્વ કિનારે પાગડીપન્હે વસ્યું હતું. એની લંબાઇ છ કોસ અને પ્હોળાઇ એક કોસ હતી. શહેરને ફરતો લાકડાનો કોટ હતો, તેને છસેં બુરજ અને ચોસઠ દરવાજા હતા, અને તે કોટમાં તીર મારવાને છિદ્રો રાખ્યાં હતાં. કોટને પડખે બીજી ગંગા નદી જેવી જબરી ખાઇ હતી, તે ચારસેં હાથ પ્હોળી અને ત્રીસ હાથ ઊંડી હતી. નદીતીરે મોટી મોટી વાડીઓ હતી. અહીં રાજાધિરાજ નંદ ધોળા આરસના, કૈલાસને લજાવે એવા, અતિ ભવ્ય મહેલમાં રહેતો હતો.

એક વાર દરબારમાં સરસ્વતીઘટા જેવો પંડિતોનો મોટો મેળાવડો હતો. તે પ્રસંગે, સમસ્ત પૃથ્વીના નદ જેમ સમુદ્રમાં મળે છે, તેમ નગર અગ્રહાર

૧ જુઓ **द. रू.** । पृ. ५९ । ‘**तत्र बृहत्कथामूलं मुद्राराक्षसम् । चाणक्यनाम्ना तेनाथ शकटालगृहे रहः । कृत्यां विधाय सहसा सपुत्रो निहतो नृपः ॥ योगनन्दे यशःशेषे पूर्वनन्दसुतस्ततः । चन्द्रगुप्तो धृतो राज्ये चाणक्येन महौजसा ॥**’ આ ભાગ કેટલીક પ્રતોમાં છે નહિ, એમ મિ. હૅાલ જણાવે છે.

અને તપોવનના સર્વ વિદ્વાનો સાર્વભૌમની આ સભામાં મળ્યા હતા. તેઓ વધતા ઓછા જ્ઞાનના વિસ્તાર પ્રમાણે ઠેરવેલે ચઢતે ઊતરતે આસને સૌમ્ય વૃત્તિથી ગોઠવાઈ ગયા હતા. ભરી સભામાં એક જ આસન ખાલી હતું. તે સર્વ શાસ્ત્રમાં પ્રવીણતા ધરાવનારને માટે રાખવામાં આવ્યું હતું. મોટા મોટા પંડિતો આગળ ને આગળ માગ મૂકાવતા ચાલ્યા આવતા, તે પણ એ અગ્ર આસન ટાળીને બેસતા. સમય થયો એટલે પંડિતોના પૂજન અર્થે મહારાજા નંદ પધાર્યા. તેવે એક મુનિએ સભામાં પ્રવેશ કર્યો. અગ્ર આસન ખાલી જોઈ તે પછીના આસને બેઠેલા વિદ્વાનનું રાજા પૂજન કરવા જતા હતા, તે ક્ષણે પડખેથી તે મુનિ આવી અગ્ર આસને બેઠો. તેના પ્રાગલ્ભ્યથી ક્રોધે ભરાઈ નંદરાજાએ હુકમ કર્યો કે ઊઠાડી મૂકો આ પામર નિર્લજ્જ તાપસને. રાજાના મ્હોમાંના બોલ ઝડપી લઈને સેવકોએ તે મુનિને તત્કાળ હાથ ઝાલીને ઊઠાડ્યો. આ ભારે તિરસ્કારથી પ્રજળી ઊઠેલા રુદ્રરૂપધારી મુનિએ શિખા છોડી ક્રોધથી પૃથ્વી ઉપર પગનો પ્રહાર કરી ગાજી ગજાવી કહ્યું:—ચેત, ચેત, અરે આંધળા રાજા, આ શિખા છોડું છું. તે, તારા આ અપરાધ માટે તારૂં નિકંદન વાળીશ, ત્યારે બાંધીશ. આથી રાજા બેવડા ગુસ્સે ભરાઈ બોલ્યા કે શું જુઓ છો? મારો ધક્કા ને કાઢો આ પાગળ પુરુષને. એ હુકમ અમલમાં મૂકવાની તક આપ્યા વગર મુનિ આવ્યો હતો તેથી અધિક ત્વરાથી વદાય થઈ ગયો.

સાદા વેષથી ભૂલાવો ખાઈ જે મુનિનો નંદ રાજાએ આ રીતે અજાણતાં અપરાધ કર્યો હતો, તે એક સમર્થમાં સમર્થ વિદ્વાન હતો. એકે શાસ્ત્ર એનું અજાણ્યું ન હતું. તપોવનના મુનિઓ પણ એની વિદ્વત્તાને અને એની પવિત્રતાને માન આપતા હતા. અગાધ જ્ઞાન અને ઉજ્જવળ પ્રશંસા સંપાદન કર્યા છતાં તે અભિમાનથી મુક્ત હતો અને શુદ્ધ ઋષિધર્મથી રહેતો હતો. ઇતર માણસોને જે મનોવિકાર દાસ બનાવે છે, તે એના દાસ હતા. તે આગ્રહ રાખતો પણ આગ્રહી ન હતો; ક્રોધ કરતો, પણ ક્રોધી ન હતો. એ અલૌકિક મુનિ તે પિતાના નામથી પોતાને ઓળખાવનાર ચાણક્ય વિષ્ણુગુપ્ત હતો. તેનો નંદે તિરસ્કાર કર્યો, તેથી પંડિતોના મનમાં ત્રાસ વછૂટ્યો, પણ કોઇ બોલ્યું નહિ.

સભા વિસર્જન થઈ ને મુનિના અપમાનની વાત ચાર દિવસ ચર્ચાઈ ભૂલાઈ ગઈ. પરંતુ ચાણક્ય લીધેલી પ્રતિજ્ઞા વીસરી ગયો ન હતો. તે રાતે

કોઇ ન જાણે એમ નંદની મહેલાતમાં ચર્ચા જોવા જતો[1], તે દરમિયાન તેના જોવામાં આવ્યું કે નંદના પુત્રોમાં અનુલોમ વિવાહથી ચંદ્રગુપ્ત નામે જે એક પુત્ર હતો તે મહાબુદ્ધિશાળી સાહસિક અને રાજ્યકર્તાના સર્વ શુભ ગુણોએ પૂર્ણ હતો. પરંતુ માતૃકુળ હીન હોવાથી તેને રાજ્ય મળવાની આશા ઓછી હતી. એ રાજકુમારને ચાણક્યે પ્રથમ મેળવી લીધો. બંને ઘણી વાર એકાંતમાં બેસતા અને રાજતંત્રની અનેક પ્રકારની વાતો કરતા. એમ કરતાં ચાણક્ય અને ચંદ્રગુપ્ત વચ્ચે ગાઢ પ્રીતિ બંધાઈ. રાજપુત્ર મુનિને ગુરુ તરીકે પૂજવા લાગ્યો. હવે ચાણક્યને રાજપુત્રની મહત્ત્વાકાંક્ષા ઉત્તેજિત કરવાનો લાગ મળ્યો. સાહસિક રાજકુમાર નંદરાજ્ય ઊંધું વાળવાની ગુરુએ ઘડેલી યોજનામાં જોડાયો.

એ વખતે નવ નંદમાં રાજ્ય વહેંચાઈ ગયું હતું. તેઓના માંહોમાંહીના વિગ્રહથી રાજ્યનૌકા વખતોવખત ડામાડોલ થયા કરતી. મહામાત્ય વક્રનાસના હાથમાં રાજ્યનું સુકાન હતું, ત્યારે તેણે ડહાપણ ભરેલી નીતિથી રાજ્ય સ્થિર ને સુદૃઢ કરવા ઘણો પ્રયાસ કર્યો હતો, પણ તે ફાવ્યો ન હતો. આ બહોળું રાજકુટુંબ કુસંપથી નબળું પડયું હતું, તેની સાથે લોકને દમી નાણું એકઠું કરવાના અતિલોભથી અપ્રિય પણ થયું હતું. વસ્તુસ્થિતિ આવી હોવાથી ચાણક્યચંદ્રગુપ્ત તેમના સામા સારી રીતે ફાવી શક્યા. કંઈ એ મુશ્કેલી નડી, તો પાટલિપુત્રના મુખ્ય નંદ તરફથી નડી. એ રાજા પંડે પરાક્રમી હતો અને તેના પાસે અખૂટ ખજાનો હતો. અનેક માંડલિક રાજાઓ તેને તાબે હતા. એનો છેવટનો અમાત્ય જે રાક્ષસ, તે શાઠયનીતિમાં બહુ કુશળ હતો. એ નંદની આડખીલ ટાળવા ચાણક્યે જુદો રસ્તો લીધો. કહે છે કે અભિચારપ્રયોગ તેણે આરંભ્યો, તેણે તે મુઓ. પણ તેમ નથી. ચાણક્યે તીક્ષ્ણદૂત દ્વારા તેનો ઘાટ ઘડી નાંખ્યો[2]. આ મારણમંત્રથી નંદ રાજા પડતાં રાક્ષસે સાવધાનતાથી ખાલી પડેલી રાજગાદીએ નંદના પાસેના સંબંધી

---

૧ જુઓ ભામહકૃત **काव्यालंकार**નો નીચેનો શ્લોકઃ—**चाणक्यो नक्तमुपयान्नन्दक्रीडागृहं यथा । शशिकान्तोपलच्छन्नं बिबेद पयसां मणेः ॥ भा.का.। ३ ।१३ ।.** ૨ જુઓ **हितोपदेश**નો નીચેનો શ્લોકઃ—**नन्दं जघान चाणक्यस्तीक्ष्णकृतप्रयोगतः । तद् दूरान्तरितं दृतं पश्येद् धीरसमन्वितः ॥.** જુઓ વળી **नीतिवाक्यामृतम् । कृतसमुद्देशः । चाणक्यस्तीक्ष्णदूतप्रयोगेणैकं नन्दं जघान ॥.**

સર્વાર્થસિદ્ધિને ગોઠવી દીધો. પરંતુ જે સમયે આકાશ ને ઉદધિ એકાકાર થઈ રહ્યાં હતાં ને ઓગણપચાસે મરુતો[1] સંહારનો રાસ રમી રહ્યા હતા, તેવા ભયંકર સમયમાં વહાણના ટંડેલ થવાની યોગ્યતા સર્વાર્થસિદ્ધિમાં ન હતી. સીમાના પ્રદેશ તાબે કરી ચંદ્રગુપ્ત ને પર્વતકનાં સંયુક્ત સૈન્ય દેશ ચાંપતાં આગળ વધતાં હતાં, તેમણે આવી પાટલિપુત્ર ઘેરી લીધું. ગઢરોધનું દુઃખ દેખી ન ખમી કોમળ મનનો સર્વાર્થસિદ્ધિ રાજપાટ છોડી તપોવનમાં જતો રહ્યો. એટલે આગવા વગરના નિરુત્સાહ સૈન્યે હથિયાર હેઠાં નાંખ્યાં ને શહેર ચંદ્રગુપ્તને સ્વાધીન થયું.

પુષ્પપુર શત્રુને હાથે ગયા છતાં પણ એકવાર ફરીને સર્વાર્થસિદ્ધિને રાજા બનાવી નંદરાજ્ય પાછું આણવા ઇચ્છતો રાજભક્ત રાક્ષસ શહેરમાં જ છૂપો રહ્યો હતો. તેણે, ચંદ્રગુપ્તના નામની દુવાઈ ફરી, તેમાં પુરજનોને ઉશ્કેરી લંગાણુ પડાવ્યું. વળી ચંદ્રગુપ્તના સહાયક પર્વતેશ્વરને પણ અનેક યુક્તિ પ્રયુક્તિથી મેળવી લીધો. ઉપરાંત ચંદ્રગુપ્તનો ઘાટ ઘડવા અનેક કારસ્તાનો ગોઠવી રાખ્યાં. ત્યારબાદ બીજી મદદ મેળવવા તે બહાર નીકળી પડ્યો.

રાક્ષસના વૈરનિર્બંધ અને કપટપ્રબંધ[2] ચાણક્યના જાણવા બહાર ન હતા. તેણે પ્રથમ તો, સર્વાર્થસિદ્ધિને ગાદીએ આણવા રાક્ષસ મથતો હતો, તેનો જ તપોવનમાં ઘાટ ઘડી વાળ્યો. પછી, ચંદ્રગુપ્તનો જીવ લેવા વિષકન્યાનો પાશ જે ગોઠવ્યો હતો, તેમાં દગાખોર પર્વતકને ફસાવી તેનું કાટલું કાઢી નાંખ્યું. વળી, રાક્ષસે જે બીજી યુક્તિઓ ચંદ્રગુપ્તના વિનાશ માટે યોજી હતી, તે પણ બધી ધૂળ મેળવી.

પર્વતક વિષકન્યાથી માર્યો ગયો, ત્યારે તેનો પુત્ર મલયકેતુ પાટલિપુત્રમાં હતો. એના મનમાં એવું ઠસ્યું કે 'મારા બાપને અર્ધું રાજ્ય આપવું પડે, તેટલા માટે ચાણક્યે તેમને કપટથી મારી નાંખ્યા.' તે બ્હીનો કે 'રખે ને મારી પણ પિતુશ્રીના જેવી વલે થાય.' આથી તે રાત લેઈને નાઠો; ને એના બાપના મિત્ર રાક્ષસને જઈ મળ્યો. નંદવંશનો કોઇ હવે રહ્યો ન હતો, તેથી રાક્ષસે આખા નંદરાજ્યની આશા આપી તેનો વૈરાગ્નિ ભભૂકાવી મૂક્યો.

---

૧ વાયુદેવ, પવન. ૨ તરકટો.

તેમની સંયુક્ત સેનાઓ મગધરાજ્ય લેવા ઉત્સાહ ભેર આગળ વધી. પરંતુ તે પુષ્પપુર પ્હોચી તે પહેલાં તો ચાણક્યના ભેદુઓએ બે જણ વચ્ચે જબરો વિરોધ કરાવ્યો; જેને લીધે મલયકેતુએ રાક્ષસના મળતિયાને ક્રમોતે મારી નંખાવ્યા, અને રાક્ષસને તિરસ્કાર સાથે કાઢી મૂક્યો.

એકલો પડેલો રાક્ષસ કેદખાનામાં સડતા પોતાના મિત્રની ભાળ મેળવવા આડે મારૂગે પુષ્પપુર ભણી વળ્યો. અહીં તેને પહેલી તો એ ખબર થઈ કે ચાણક્યે મલયકેતુને ઘેરી લેઈ શરણ થવાની ફરજ પાડી. પછી, તેના મિત્રને તેની ખાતર શૂળીએ દે છે એવું જાણવામાં આવતાં, તેને ઊગારવા પોતે દમ ખાવા પણ ન રહી ઊતાવળો ઊતાવળો વધસ્થાને ગયો. ત્યાં જઈ બેધડક છતા થઈ તેણે કહ્યું કે 'અરે! તમે એને મારો છો શું કરવા? હું રાક્ષસ આ રહ્યો. મને શૂળીએ દો.' રાક્ષસ આવ્યાની ખબર થતાં ચાણક્ય અને ચંદ્રગુપ્ત સામા આવ્યા. એકે તેને પૈતૃક અમાત્ય તરીકે આર્ય કહી અભિવંદન કર્યું. બીજાએ તેને અમાત્યપદવીનું ખડ્ગ નિવેદન કર્યું. રાક્ષસે તે સ્વીકારવા આનાકાની કરી. પરંતુ ચાણક્યના દાનાઇ ભરેલા દબાણથી છેવટે તેને તે કબૂલ કરવું પડ્યું.

ઉપરની હકીકતમાં નંદ અને ચંદ્રગુપ્ત[1] એ ઇતિહાસને જાણીતાં પાત્રો છે. ચાણક્યનું નામ નીતિશાસ્ત્રના આચાર્ય તરીકે સાહિત્યમાં પ્રસિદ્ધ છે. વધારામાં સર્વાર્થસિદ્ધિ ને રાક્ષસ, તેમ જ પર્વતક ને મલયકેતુ, એટલું તો કહી શકાય છે કે, કલ્પિત વ્યક્તિઓ નથી. જેનાથી નંદના કે રાક્ષસના એકે અર્થની પરિણામે સિદ્ધિ નથી થઈ તે જો કલ્પિત પાત્ર હોય, તો તેનું સર્વાર્થસિદ્ધિ નામ ન હોય. તેવી જ રીતે નંદનો બ્રાહ્મણ અમાત્ય કલ્પિત પાત્ર હોય, તો તેનું એ રાક્ષસ નામ કવિ ન રાખે. આથી એ બેનાં નામ તેમ જ વૃત્તાંત વિશ્વાસને પાત્ર બને છે. આવાં જ કારણથી વક્રનાસને પણ હું ઐતિહાસિક વ્યક્તિ માનું છું. ઉપરનાં નામોની સાથે સરખાવતાં પર્વતક અને મલયકેતુ વ્યક્તિનાં વિશેષનામ નથી, પણ ઉપનામો છે. નેપાળમાં રાપ્તી અને ગંડકી નદી વચ્ચેના પાર્વતીય પ્રદેશનો રાજા હોવાથી રાક્ષસનો મ્લેચ્છ મિત્ર,

---

૧ દંડી જણાવે છે કે મૌર્ય ચંદ્રગુપ્તે વણિકવર્ગને દેહાતદંડની શિક્ષાથી અમુક સંજોગમાં મુક્ત કર્યો હતો; જુઓ द. कु. च.। मौर्यदत्त एष वरो वणिजाम्। ईदृशोऽपराधेष्वसुभिरवियोगः।

પુરુષપુરના પૌરુષ નરેશની પેઠે, પર્વતક સંજ્ઞા પામ્યો જણાય છે[1]. એ પ્રદેશમાં આજ પણ મલેભૂમ ( સં. **मलयभूमि** ) નામે ગામ છે. તેના ઉપરથી, વિંધ્યના વિંધ્યકેતુની પેઠે, પર્વતકનો પુત્ર મલયકેતુના નામથી ઓળખાયો હશે.

ચાણક્ય વિષ્ણુગુપ્ત.

વિપ્રવીર વિષ્ણુગુપ્ત સામગ હતો[2] અને તે ભૃગુગોત્રના પેટાના વત્સ-ગોત્રમાં જનમ્યો હતો. વાત્સ્યાયનવંશ અનેક ડાળાંપાંખડાંએ મ્હોળો વિસ્તાર પામ્યો હતો. એમાંનું એક ડાળું જે વિષ્ણુગુપ્તનું કુળ, તે બહુ ફાલ્યું હતું. એ કુળના બ્રાહ્મણો ઋષિધર્મથી પવિત્ર જીવન ગાળતા અને કોઇનો પ્રતિગ્રહ કરતા નહિ[3]. એ શ્રોત્રિયોમાં પૂર્વે એક કુટિલ કરીને વિપ્ર થયો હતો. એના કુટુંબમાં ચણક મુનિ થયો. તેનો પુત્ર તે મહાન વિષ્ણુગુપ્ત. એના સમયની સર્વ વિદ્યામાં એ પરમ કુશળ હતો. બ્રહ્મદેવની પેઠે શ્રુતિ તેની જિહ્વાએ વસી હતી.[4] વાર્તા અને દંડનીતિમાં તેનો કોઇ સમોવડિયો ન હતો. આન્વી-ક્ષકીનું મહત્ત્વ તે પૂરેપૂરૂં સમજતો હતો; અને તેનું સ્વરૂપ જણાવનાર પણ એ જ હતો.

વિષ્ણુગુપ્તની કીર્તિ નંદોને ઊથાપી ચંદ્રગુપ્તને સ્થાપનાર તરીકે અને અર્થશાસ્ત્રના આચાર્ય તરીકે છે. એ એકવિજયી વિપ્રની ઉત્કૃષ્ટ મંત્રશક્તિનાં

---

૧ પાંચમા અંકના કપટલેખને લગતા મુખસંદેશમાં, કાશ્મીર કુલૂત અને મલ-યજનપદના રાજાઓ મલયકેતુનું રાજ્ય વ્હેંચી લેવા ઇચ્છે છે, એવું જણાવ્યું છે. તે ઉપરથી એ હિમાલયની આ તરફ દક્ષિણે પણ કુલૂતની ઉત્તરે અને કાશ્મીરના અગ્નિકોણમાં આવ્યું હોવું જોઇયે. કુલૂત દેશ હાલ કુલૂ કહેવાય છે; ને તે જાલંધર દુઆબથી અગ્નિકોણમાં આવ્યો છે. કાશ્મીર તો અદ્યાપિ પુરાણા નામથી જાણીતો છે. કુલૂત કાશ્મીર ને હિમાલય વચ્ચેનું મલયકેતુ અને એના પિતા પર્વતકનું રાજ્ય, તે ઉપર જણાવેલો પશ્ચિમ નેપાળનો પ્રદેશ નિર્ધારાય છે. એની બાકી રહેલી પૂર્વ તરફની બાજુએ મલયરાજ્ય સમજવું. ૨ **कौ.अ.शा.।१।३**માં **त्रयी**ના સમુદ્દેશમાં સામ-વેદને પ્રથમ સ્થાન આપ્યૂં છે, તે ઉપરથી વિષ્ણુગુપ્તને સામવેદી કહ્યો છે. ૩ જુઓ **का.नी.सा. ।१।२। वंशे विशालवंश्यानामृषीणामिव भूय-साम् । अप्रतिग्राहकाणां यो बभूव भुवि विश्रुतः ॥** ૪ જુઓ **का.नी.सा.। १ । ३ । जातवेदा इवार्चिष्मान् वेदान् वेदविदां वरः । योऽधीतवान् सुचतुरश्चतुरोऽप्येकवेदवत् ॥**

કામંદક ભારે વખાણ કરે છે[1]. મૌર્ય ચંદ્રને રાજ્ય અપાવ્યા પછી મનુ, બૃહસ્પતિ, ઉશના, પરાશર આદિ પૂર્વાચાર્યે વર્ણવેલી સાંપ્રદાયિક[2] રાજનીતિનું અને તેમણે ન વર્ણવેલા રાજ્યનાં અનેક ખાતાંમાં વહેંચાયલા વહીવટી રાજતંત્રનું સંપૂર્ણ સર્વદેશી જ્ઞાન તેને આપવાને વિષ્ણુગુપ્તે **अर्थशास्त्र** રચ્યું કહેવાય છે[3]. એમાં **चक्रवर्तिक्षेत्र**નું નિરૂપણ છે[4] તે ઉપરથી એમ સમજાય છે કે જ્યારે તે રચાયું, ત્યારે દક્ષિણનો ત્રણખૂણિયો દ્વીપકલ્પ બાદ કરતાં બાકીનો ઉત્તર ભરતખંડ હિમવાન પર્વતથી ઠેઠ સમુદ્રના કાંઠા સુધીનો બધો એ ચંદ્રગુપ્તની સત્તા નીચે આવી ચૂક્યો હતો.

રાજવિદ્યાના એ સર્વમાન્ય ગ્રંથમાં સ્થળે સ્થળે વિષ્ણુગુપ્ત પોતાનો કૌટિલ્ય નામથી જ નિર્દેશ કરે છે; અને એ કૃતિ પણ **कौटिलीय अर्थशास्त्र** સંજ્ઞાથી ઓળખાય છે. તેનું કારણ એમ કહેવાય છે, કે સંસ્કારસિદ્ધ નામ માણસે પોતાને મુખે લેવું તે વ્યવહારદૃષ્ટિએ અવિવેક ભરેલું અને શાસ્ત્રદૃષ્ટિએ નિષિદ્ધ છે. એ કૌટિલ્ય તે વિષ્ણુગુપ્ત પોતે જ છે ને એનો અન્ય કોઈ પિતરાઈ નથી, તેની પ્રતીતિ **कौटिलीय अर्थशास्त्र**ને છેડે મળી આવતા શ્લોકથી થાય છે. એ શ્લોક નીચે પ્રમાણે છે.

**येन शास्त्रं च शस्त्रं च नन्दराजगता च भूः ।**
**अमर्षेणोद्धृतान्याशु तेन शास्त्रमिदं कृतम् ॥**

જેણે અગ્રાસનથી ઊઠાડી મૂક્યાનું અપમાન ન ખમી શસ્ત્ર ઊગામ્યું અને અવશેંદ્રિય અવિનીત નંદોને રાજપદે ન ખમી તેમની પાસેથી પૃથ્વી પડાવી, તે કૌટિલ્ય તો એક જ—વિષ્ણુગુપ્ત જ હતો. એણે **अर्थशास्त्र** રચ્યા ઉપરાંત બીજા એક શાસ્ત્રનો ઉદ્ધાર કર્યાનો ઉપરના શ્લોકમાં નિર્દેશ છે. એ

---

૧ જુઓ **का.नी.सा.।१।५। एकाकी मन्त्रशक्त्या यः शक्तः शक्तिधरोपमः । आजहार नृचन्द्राय चन्द्रगुप्ताय मेदिनीम् ॥.** ૨ Traditional, theoretical. ૩ જુઓ **द.कु.च.।८। इयमिदानीमाचार्यविष्णुगुप्तेन मौर्यार्थे षड्भिः श्लोकसहस्रैः संक्षिप्ता ।.** ૪ જુઓ **कौ.अ.शा.।१।९। देशः पृथिवी । तस्यां हिमवत्समुद्रान्तरमुदीचीनं योजनसहस्रपरिमाणमतिर्यक् चक्रवर्तिक्षेत्रम् ॥.**

શાસ્ત્ર તે હું કામશાસ્ત્ર સમજું છું. આજથી અઢી હઝાર વર્ષ ઉપર બાભ્રવ્ય પાંચાલનું **कामसूत्र** કામ પુરુષાર્થ વિશે સર્વત્ર પ્રમાણભૂત પુસ્તક મનાતું હતું. તેનાં સાત અધિકરણ હતાં. એ એકેક અધિકરણ ઉપર સ્વતંત્ર પુસ્તક રચી દત્તક આદિ આચાર્યોએ ઈસવી સન પૂર્વે પાંચમા શતકમાં શાસ્ત્રના કકડા કરી નાંખ્યા. આ પુસ્તકો એકદેશી હતાં અને બાભ્રવ્યનું **कामसूत्र** બહુ મોટું હતું; તેને લીધે બન્યું એમ, કે સમગ્ર શાસ્ત્ર ભણનારા ને જાણનારા થોડા થવા લાગ્યા અને શાસ્ત્ર નષ્ટપ્રાય થવા વારો આવ્યો. એ અનિષ્ટ પરિણામ ન ખમી વિષ્ણુગુપ્તે પૂર્વાચાર્યોનાં શાસ્ત્રો જોઈ જઈ તેમ જ પ્રયોગ ધ્યાનમાં લેઈ ઘણા યત્નથી સંક્ષેપમાં **कामसूत्र** રચ્યું. એમાં તેણે ગોત્રસિદ્ધ વાત્સ્યાયન નામથી જ પોતાનો નિર્દેશ કર્યો છે. તે કારણથી એ કૃતિ **वात्स्यायनीय कामसूत्र** એવી સંજ્ઞાથી ઓળખાય છે. એ પુસ્તક નંદો સાથેના વિગ્રહ પહેલાં તેણે રચ્યું હતું, એમ ઉપર આપેલા શ્લોકમાં કર્તાએ જે સૂચક ક્રમમાં પોતાનાં પ્રસિદ્ધ કર્મો ગણાવ્યાં છે તે ઉપરથી જણાઈ આવે છે.

શાસ્ત્ર અત્યંત ભિન્ન છતાં **कामसूत्र**ની અને **अर्थशास्त्र**ની રચનામાં અસાધારણ સમાનતા જોવામાં આવે છે. બંનેની અધિકરણ અધ્યાય અને પ્રકરણરૂપે ત્રેવડી વહેંચણી કરેલી છે. ક્વચિત સૂત્રિત અર્થના સંગ્રહશ્લોક પણ અધ્યાયમાં ગૂંથેલા છે. પ્રત્યેક અધ્યાય શ્લોકથી સમેટ્યો છે. બંને ગ્રંથનો આરંભ **शास्त्रसंग्रह** અધ્યાયથી થાય છે. બંનેમાં અભિધેયને અનુગુણ **विद्यासमुद्देश** છે. બંનેના છેવટ ભાગમાં **औपनिषदक** છે. ઉપરાંત કેટલાક પારિભાષિક શબ્દો જે અન્યત્ર મળી આવતા નથી, તે આ બેને જ સમાન છે; જેવા કે **अध्यक्षप्रचार, गवाध्यक्ष, पण्याध्यक्ष, सूत्राध्यक्ष** ઇ. વળી **अर्थानर्थानुबन्धसंशयविचारः** અને **अर्थानर्थसंशययुक्ताः** બંનેમાં **अर्थत्रिवर्गः, अनर्थत्रिवर्गः, अर्थोऽर्थानुबन्धः, अर्थो निरनुबन्धः, अर्थोऽनर्थानुबन्धः, अनर्थोऽर्थानुबन्धः, अनर्थो निरनुबन्धः, अनर्थोऽनर्थानुबन्धः, अर्थसंशयः** અને **अनर्थसंशयः** એ પેટાંઓ એકનાં એક જ છે. અર્થત્રિવર્ગની પેઠે બંનેનો અનર્થત્રિવર્ગ એક જ છે[1]. બંનેને ઇષ્ટ **त्रिवर्गप्रतिपत्ति**

---

૧ જુઓ **का.सू. ।६। ६ ५। अर्थो धर्मः काम इत्यर्थत्रिवर्गोऽनर्थोऽधर्मो द्वेष इत्यनर्थत्रिवर्गः।,** અને **का.अ.शा. ।१५।१। धर्ममर्थं च कामं च प्रवर्तयति पाति च। अधर्मानर्थविद्वेषानिदं शास्त्रं निहन्ति च॥.** કૌટિલ્ય **द्वेष**ને સ્થાને **शोक** પણ વાપરે છે.

પ્રથમ રચેલા પુસ્તકમાં ચર્ચેલી હોવાથી બીજામાં મૂકી દીધી છે. તેવી જ રીતે **अनुबन्ध, संशय** વગેરેનાં લક્ષણ **कामसूत्र**માં આપેલાં છે, તેથી **अर्थशास्त्र**માં નથી જોવામાં આવતાં. વળી ઇંદ્રિયલૌલ્યથી દાંડક્ય રાજા નાશ પામ્યાનું **कामसूत्र**ના શબ્દમાં લખી જઈ વૈદેહ કરાલનો દૃષ્ટાંત **अर्थशास्त्र**માં ઉમેર્યો છે. અનેક નવા પારિભાષિક શબ્દ સમજાવવા **तन्त्रयुक्ति**નું પ્રકરણ પણ અહીં ઉમેરવું પડ્યું છે.

**कामसूत्र**ની પ્રાચીનતા તેમાંના કેટલાક પારિભાષિક શબ્દો વિચારવાથી દેખાઈ આવે છે. એના પહેલા અધિકરણના ચોથા અધ્યાયમાં **पीठमर्द, विट** ને **विदूषक** એ ત્રણ ઉપનાગરક ગણિકા અને નાગરકના મંત્રીઓ ગણાવ્યા છે, જેમનું કામ સંધિવિગ્રહનું છે[1]. એમાંના છેલ્લા બેનાં લક્ષણ **दरिद्रचारुदत्त**માં બરાબર જળવાયલાં જોવામાં આવે છે. શકારનો સહાયક **विट** ગુણવાન છે. **भाव** ઉપપદથી આપણે જોઇયે છિયે, કે તે **गोष्ठी**માં માગ મૂકાવે એવો છે. એને શકાર જેવાનો આશ્રય લેવો પડ્યો છે, તેથી તે પૈસે ટકે ખાલી થઈ ગયેલો જણાય છે. એ **वेशोचित वृत्त**થી આજીવિકા મેળવે છે. ચારુદત્તનો આશ્રિત મૈત્રેય વિશ્વાસ્ય, સ્નિગ્ધ, વિનોદી [**वैहासिक**] અને વખતે કટુભાષી [**विदूषक**] પણ છે. એને સંગીત વિદ્યાનો પરિચય છે, એટલે કે તે **एकदेशविद्य** પણ છે. ભાસના સમયમાં આ સ્થિતિ છે. તે પછીના શતકમાં એ શબ્દોના અર્થ બદલાય છે. કાલિદાસનો **विदूषक** રાજાનો વિશ્વાસ્ય અને ક્રીડનક છે. **कार्यान्तरसचिव** કહી કવિ તેને **संधिविग्रहनियुक्त मन्त्री** તરીકે પણ સ્વીકારે છે. પરંતુ તે **एकदेशविद्य** નથી. **पीठमर्द**ની ઝાંખી આપણને પંડિતકૌશિકામાં થાય છે, પણ તે અસ્પષ્ટ[2].

---

૧ જુઓ **का.सू. ।१।४। ४४–४८। अविभवस्तु शरीरमात्रो मल्लिकाफेनकषायमात्रपरिच्छेदः पूज्याद्देशादागतः कलासु विचक्षणस्तदुपदेशेन गोष्ठ्यां वेशोचिते च वृत्ते साधयेदात्मानमिति पीठमर्दः। भुक्तविभवस्तु गुणवान् सकलत्रो वेशे गोष्ठ्यां च बहुमतस्तदुपजीवी च विटः। एकदेशविद्यस्तु क्रीडनको विश्वास्यश्च विदूषको वैहासिको वा। एते वेश्यानां नागरकाणां च मन्त्रिणः संधिविग्रहनियुक्ताः। तैर्भिक्षुक्यः कलाविदग्धा मुण्डा वृषल्यो वृद्धगणिकाश्च व्याख्याताः।**

૨ જુઓ **मालविकाग्निमित्र**. અરુણાચલનાથ **कुमारसंभव** ઉપરની **प्रकाशिका** ટીકામાં પહેલા સર્ગને અંતે જણાવે છે કે **कामसूत्र**ના **कन्यासंप्रयुक्तक** અધિકરણના **प्रयोज्यस्योपावर्तनम्** પ્રકરણના મુદ્દાઓને અનુસરીને કવિ શંકર ભગવાનના

કાલિદાસ પછીના સમયમાં તો **पीठमर्द, विट** ને **विदूषक** નાગરકના[1] સહાયના અર્થમાં લુપ્ત થાય છે. આ રીતે **कामसूत्र** કેટલાક વિદ્વાનો ધારે છે તેમ ઇસવી બીજા કે ચોથા શતકનું નથી, પણ ઇસવી સન પૂર્વે બીજા શતકથી પણ જૂનું છે. એમાં પાટલિપુત્રનો **नगर** નામથી નિર્દેશ કર્યો છે અને તેના પૌરોને **नागर** કહ્યા છે. એ પ્રયોગ રૂઢ હોય એવી ઇસવી સન પૂર્વે ખ્યાતિ તો ભરતખંડના ઇતિહાસમાં પાટલિપુત્ર એક જ સમયે ભોગવતું હતું. એ સમય તે મૌર્ય ચંદ્રગુપ્તનો અને તેના પૌત્ર અશોકનો છે. આ રીતે પણ આપણે ઇસવી સન પૂર્વે ત્રીજા ચોથા સૈકાએ પ્હોચી જઇયે છિયે.

વિષ્ણુગુપ્ત એકને **सूत्र** અને બીજાને **शास्त्र** નામ આપે છે; તથાપિ **कामसूत्र** અને **अर्थशास्त्र** બંને એક જ શૈલીના ગ્રંથો છે. એને હું શાસ્ત્ર-શૈલી નામ આપું છું. આ શૈલીમાં અભિધેયનો સંક્ષેપ પ્રથમ **सूत्र**રૂપ કહી જવામાં આવે છે અને પછી તેનો વિસ્તાર **भाष्य**રૂપ નિરૂપણથી કરવામાં આવે છે; અર્થાત્ એ સૂત્રભાષ્યાત્મક શૈલી છે[2]. **अर्थशास्त्र** સમાપ્ત થયા પછી એક ગાથા છે, તેમાં આ જ અભિપ્રાયથી **स्वयमेव विष्णुगुप्तश्चकार सूत्रं च भाष्यं च ।** કહ્યું જણાય છે: નહિ કે વિષ્ણુગુપ્તે સૂત્રાત્મક **अर्थशास्त्र** પ્રથમ સ્વતંત્ર રચી તે પછી તેના વ્યાખ્યાન અર્થે ભાષ્યાત્મક સ્વોપજ્ઞ ટીકા લખી એવા અભિપ્રાયથી. **कामसूत्र**ના સંબંધમાં પણ આ કથન યથાર્થતા પામે છે. પહેલા અધિકરણના પહેલા અધ્યાયના આઠમા પ્રવચનમાં **कामसूत्र** સંજ્ઞા આપી કર્તા પોતે જ અઢારમા પ્રવચનમાં તેનો **शास्त्र** શબ્દે અન્વાદેશ કરે છે; અને પહેલા અધ્યાયને **शास्त्रसंग्रह** નામ આપે છે. સમાપ્તિના અધ્યાયમાં પણ છેવટના શ્લોકમાં તે **कामसूत्र**નો **शास्त्र** પદથી જ વ્યવહાર કરે છે. ઉપરાંત અરુણાચલનાથે **कुमारसंभव** ઉપરની **प्रकाशिका** ટીકામાં

---

આરાધનમાં પાર્વતીને નિયુક્ત કરે છે. એ ઉક્તિના સમર્થનમાં પ્રથમ ચતુર્થ અને પંચમ ભાષ્યની સંગતિ કવિએ જે સાચવેલી છે, તે નાથ બતાવી આપે છે. વળી **कुमार-संभव**ના આઠમા સર્ગમાં **कामसूत्र**ના **सांप्रयोगिक** અધિકરણના પડઘા અંતઃશ્રવણથી સાંભળિયે છિયે. એ સૌ **कामसूत्र** ઈસ્વી સન પહેલાં રચાયાની સાક્ષી પૂરે છે.

૧ શિષ્ટ પુરુષ, રસિક. ૨ જુઓ **का.सू.।१।१। संक्षेपमिममुक्त्वास्य विस्तरोऽत्र प्रवक्ष्यते । इष्टं हि विदुषां लोके समासव्यासभाषणम् ॥;** અને સરખાવો **शि.ब.।२।२४।**

પ્રથમ સર્ગને અંતે **वात्स्यायनीय कामसूत्र**ના **कन्यासंप्रयुक्तक** અધિકરણના **प्रयोज्यस्योपावर्तनम्** પ્રકરણમાંથી ત્રણ ઉતારા કર્યા છે, તે પ્રત્યેકને તેણે **भाष्य** નામ આપ્યું છે. વળી કામંદકના **नीतिसार** ઉપર કોઇ પ્રાચીન ટીકાને આધારે **उपाध्यायनिरपेक्षानुसारिणी** નામે નવી ટીકા લખાઈ છે, તેમાં **कामसूत्र**નો અને **अर्थशास्त्र**નો **वात्स्यायभाष्य** અને **कौटिल्यभाष्य** સંજ્ઞાથી નિર્દેશ કર્યો છે. ત્યમ વળી યશોધર નામે કોઈ વિદગ્ધ પુરુષે પ્રિયાનાં વિરહનું દુઃખ અનુગુણ રસમય પ્રવૃત્તિમાં ડૂબાડવા મૂળમાત્ર **कामसूत्र**ની અને **जयमङ्गला** ટીકાની નોંખી નોંખી પ્રતો ઉપરથી, મૂળ અને ટીકાની યથાસ્થાન વહેંચણી કરી, પોતાના ઉપયોગ માટે નવી મૂલસમન્વિત ટીકાવાળી પ્રત તૈયાર કરી જણાય છે; તેમાં તેણે મૂળને માટે **सूत्रभाष्य** પદનો પ્રયોગ કર્યો છે[1]. એ સૌ ધ્યાનમાં લેવાથી ઉપરનું કહેવું આપોઆપ સ્પષ્ટ થશે.

કામંદક વિષ્ણુગુપ્તને **विद्यानां पारदृश्वा**[2] અને વિશાખદત્ત **आकरः सर्वशास्त्राणाम्**[3] કહે છે. તો હવે જોઇયે કે ઉપર કહેલાં એ શાસ્ત્ર ઉપરાંત બીજી કોઇ વિદ્યા ઉપર, બીજા કોઇ શાસ્ત્ર ઉપર તેણે પ્રમાણભૂત સર્વમાન્ય લેખ લખ્યો છે ? એ શોધને માટે આપણે એક વાર **अर्थशास्त्र**માં દૃષ્ટિ નાંખવી પડશે. એના **विद्यासमुद्देश**માં **आन्वीक्षकीस्थापना**ના સંબંધમાં લખ્યું છે કે શુક્રાચાર્યના અનુયાયી એકલી **दण्डनीति**ને, બૃહસ્પતિના તેની સાથે **वार्त्ता**ને અને મનુના તે બે ઉપરાંત **त्रयी**ને **विद्या** તરીકે કબૂલ રાખે છે[4]. **आन्वीक्षकी, त्रयी, वार्त्ता** અને **दण्डनीति** એ ચારે તો કૌટિલ્યને જ

---

૧ જુઓ પંડિત દુર્ગાપ્રસાદે છપાવેલું **कामसूत्र**. ૨ જુઓ **का.नी.सा.** । १ । ७ ।. ૩ જુઓ **मु.रा.** ।७। **श्लो.** ८ ।. ૪ જુઓ વળી **काव्यमीमांसा** । २ । **आन्वीक्षिकी त्रयी वार्त्ता दण्डनीतिश्चेति विद्याः । 'दण्डनीतिरेवैका विद्या' इत्यौशनसाः । दण्डभयाद्धि कृत्स्नो लोकः स्वेषु स्वेषु कर्मस्ववतिष्ठते । 'वार्त्ता दण्डनीतिश्च द्वे विद्ये' इति बार्हस्पत्याः । वृत्तिर्विनयग्रहणं च स्थितिहेतुर्लोकयात्रायाः । 'त्रयीवार्त्तादण्डनीतयस्तिस्रो विद्याः' इति मानवाः । त्रयी हि वार्त्तादण्डनीत्योरुपदेष्ट्री । 'आन्वीक्षिकीत्रयीवार्त्तादण्डनीतयश्चतस्रो विद्याः' इति कौटिल्यः । आन्वीक्षिक्या हि विवेचिता त्रयी वार्त्तादण्डनीत्योः प्रभवति ।......द्विधा चान्वीक्षिकी पूर्वोत्तरपक्षाभ्याम् । अर्हद्भदन्तदर्शने लोकायतं च पूर्वः पक्षः । साङ्ख्यं न्यायवैशेषिकौ चोत्तरः ।**

સંમત છે. એમાંની પ્રથમ **विद्या** જે **आन्वीक्षकी**, તેમાં **साङ्ख्य, योग** અને **लोकायत**[1]નો સમાવેશ થાય છે. એ વિદ્યા **त्रयी**ને અંગે ધર્મ અને અધર્મનો, **वार्त्ता**ને અંગે અર્થ અને અનર્થનો, **दण्डनीति**ને અંગે નય અને અનયનો, તથા તે ઉપરાંત ઉક્ત ત્રણે વિદ્યાના બલાબલનો હેતુપુરઃસર નિર્ણય કરે છે; અને એ રીતે લોકને ઉપયોગી થઈ પડે છે. વળી તે વ્યસનમાં અને અભ્યુદયમાં બુદ્ધિને દૃઢ રાખે છે અને પ્રજ્ઞાવિશારદ વાક્યવિશારદ તથા ક્રિયાવિશારદ બનાવે છે. **आन्वीक्षकी** હમેશાં સર્વ **विद्या**નો પ્રદીપ, સર્વ કર્મનું સાધન અને સર્વ ધર્મનું આલંબન મનાય છે[2]. આ રીતે **अर्थशास्त्र**માં વિદ્યાચતુષ્ટયવાદ કેવળ કૌટિલ્યસંમત કહ્યો છે. તે વાદ સ્વીકારી લેઈ વિદ્યાઓનો પૃથક નામનિર્દેશ કરવા પણ ન રહી **न्यायभाष्य**માં પ્રથમ સૂત્રના વ્યાખ્યાનમાં જણાવ્યું છે કે પ્રસિદ્ધ [ **इमाः** ] ચાર **विद्या** તો પૃથક્પ્રસ્થાનવાળી પ્રાણીઓના અનુગ્રહાર્થે ઉપદેશાય છે, જેમાંની ચોથી **आन्वीक्षकी** તે **न्यायविद्या** છે. તેના પૃથક્પ્રસ્થાનવાળા **संशय** આદિ પદાર્થો છે. એમનો પૃથક નિર્દેશ કર્યા વગર તો આ ઉપનિષદોની પેઠે કેવળ અધ્યાત્મવિદ્યા થઈ જાય......જેનાં અંગ **प्रमाण** આદિ પદાર્થો છે તે આ [ **न्यायविद्यात्मक** ] **आन्वीक्षकी** સર્વ **विद्या**નો પ્રદીપ, સર્વ કર્મનું સાધન અને સર્વ ધર્મનું આલંબન છે. તેનું **विद्योद्देश**માં નિરૂપણ

---

१ **बौद्ध** અને **आर्हत** દર્શન વેદવિરોધી છે તેથી તેમને **आन्वीक्षकी**માં નથી ગણતા, એમ કહી સોમદેવસૂરિ **नीतिवाक्यामृत**ના **आन्वीक्षकीसमुद्देश**માં જણાવે છે કે **ऐहिकव्यवहारप्रसाधनपरं लोकायतम्। अधीतलोकायतो हि राजा राष्ट्रकण्टकानुच्छेत्तुं यतते।** २ **आन्वीक्षकी त्रयी वार्त्ता दण्डनीतिश्चेति विद्याः। त्रयी वार्त्ता दण्डनीतिश्चेति मानवाः। त्रयीविशेषो ह्यान्वीक्षकीति। वार्त्ता दण्डनीतिश्चेति बार्हस्पत्याः। संवरणमात्रं हि त्रयी लोकयात्राविद इति। दण्डनीतिरेका विद्येत्यौशनसाः। तस्यां हि सर्वविद्यारम्भाः प्रतिबद्धा इति। चतस्र एव विद्या इति कौटिल्यः। ताभिर्धर्मार्थौ यद्विद्यात् तद्विद्यानां विद्यात्वम्। सांख्यं योगो लोकायतं चेत्यान्वीक्षकी। धर्माधर्मौ त्रय्यामर्थानर्थौ वार्त्तायां नयानयौ दण्डनीत्यां बलाबले चैतासां हेतुभिरन्वीक्षमाणा लोकस्योपकरोति व्यसनेऽभ्युदये च बुद्धिमवस्थापयति प्रज्ञावाक्यक्रियावैशारद्यं च करोति। प्रदीपः सर्वविद्यानामुपायः सर्वकर्मणाम्। आश्रयः सर्वधर्माणां शश्वदान्वीक्षकी मता॥**

કર્યું છે[1]. આ બે ઊતારામાં **આન્વીક્ષકી**નું સ્વરૂપ જે કહ્યું છે, તે સમાન છે. **અર્થશાસ્ત્ર** તેને હેતુપુરઃસર નિર્ણય કરનારી વિદ્યા કહી **ન્યાયદર્શન**ને ઇષ્ટ **પ્રમાણ** આદિ પદાર્થ નિઃશબ્દ સ્વીકારે છે અને તેમાં **માઙ્ગલ્ય** આદિનો સમાવેશ કરી અધ્યાત્મવિદ્યાને ઇષ્ટ તત્ત્વજ્ઞાન પણ સ્વીકારે છે. **ન્યાયભાષ્ય** ઉપનિષદોની કેવળ અધ્યાત્મવિદ્યાથી વ્યતિરેક કરી **ન્યાયવિદ્યા**ને **પ્રમાણ** આદિ પદાર્થયુક્ત અધ્યાત્મવિદ્યા કહે છે અને **આન્વીક્ષકી** સાથે તેની એકતા કરે છે. અહીં **અર્થશાસ્ત્ર**ની **આન્વીક્ષકી**થી **ન્યાયભાષ્ય**ની **આન્વીક્ષકી**નો વ્યતિરેક નહિ, પણ ઉપનિષદની કેવળ અધ્યાત્મકવિદ્યાથી **પ્રમાણ** આદિ પદાર્થયુક્ત અધ્યાત્મવિદ્યા તરીકે **ન્યાયવિદ્યા**નો વ્યતિરેક પ્રતિપાદિત છે. **ન્યાયભાષ્ય** તો **ન્યાયવિદ્યા** અને **આન્વીક્ષકી**ને પર્યાય ગણે છે; અને પર્યાય કહી **ન્યાયવિદ્યા**ને વિદ્યાચતુષ્ટયમાં સ્થાન અપાવે છે. વળી **આન્વીક્ષકી**નો મહિમા ગાનારા શ્લોકમાં **ન્યાયભાષ્ય**માંના પહેલાં ત્રણ ચરણ **કૌટિલીય અર્થશાસ્ત્ર**ના અંગભૂત સંગ્રહશ્લોકમાંથી ઉદ્ધૃત છે. એ શ્લોકના ચોથા ચરણમાં **વિદ્યોદ્દેશ**નો જે નિર્દેશ કર્યો છે તે **અર્થશાસ્ત્ર**નો **વિદ્યાસમુદ્દેશ** છે, એમ બધી હકીકત ધ્યાનમાં લેતાં સ્પષ્ટ થાય છે.

**ન્યાયવાર્ત્તિકતાત્પર્ય**માં વાચસ્પતિમિશ્ર અને **સર્વદર્શનસંગ્રહ**માં માધવ **ન્યાયભાષ્ય**ના કર્તાનું પક્ષિલ સ્વામી નામ આપે છે. એ વિષ્ણુગુપ્તનું ઉપનામ જણાય છે; અને તે બૌદ્ધ[2] આદિના ખંડનપૂર્વક ભગવાન સૂત્રકારના મતનું સબળ સમર્થન કર્યાથી એને મળ્યું હોય, એવું અનુમાન થાય છે. **કામસૂત્ર** અને **અર્થશાસ્ત્ર**માં અનેક વાર પૂર્વાચાર્યનો પક્ષ ઊથાપી પોતાનો પક્ષ સ્થાપિત કર્યો છે, તે પણ એ ઉપનામ મળવામાં કદાચ કારણભૂત હોય[3].

---

૧ **इमास्तु चतस्रो विद्याः पृथक्प्रस्थानाः प्राणभृतामनुग्रहायोपदिश्यन्ते यासां चतुर्थीयमान्वीक्षकी न्यायविद्या । तस्याः पृथक्प्रस्थानाः संशयादयः पदार्थाः । तेषां पृथग्वचनमन्तरेणाध्यात्मविद्यामात्रमियं स्याद् यथोपनिषदः ।......सेयमान्वीक्षकी प्रमाणादिभिः पदार्थैर्विभज्यमाना ' प्रदीपः सर्वविद्यानामुपायः सर्वकर्मणाम् आश्रयः सर्वधर्माणां ' विद्योद्देशे प्रकीर्तिता ॥**. ૨ શૌદ્ધોદનિ બુદ્ધના સમયમાં દેવદત્તનો પંથ ચાલતો હતો. એના અનુયાયીઓ ક્રકુચંદ કનકમુનિ અને કાશ્યપ એ ત્રણ પ્રાચીન બુદ્ધને પૂજતા હતા. કનકમુનિનો સ્તૂપ અશોકે બે વાર સમરાવેલો પણ જાણવામાં છે; જુઓ **Smith's Early History of India, p 29, footnote**. આ રીતે શૌદ્ધોદનિ બુદ્ધના પહેલાં પણ પૂર્વોક્ત ત્રણ પ્રાચીન બુદ્ધના નામથી બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો લોકોમાં પ્રચલિત હતા. ૩ સરખાવો નૈયાયિક જયદેવનું પક્ષધર ઉપનામ.

વિદ્વાનો જ જેનો લાભ લેઈ શકે એવા પ્રૌઢ ગ્રંથો ઉપરાંત સામાન્ય માણસો પણ બોધ અને આનંદ પામે એવાં અનેક સુભાષિતો પણ વિષ્ણુગુપ્તે રચ્યાં છે. એ સુભાષિતોના **लघुचाणक्य** અને **वृद्धचाणक्य** એવાં નામના બે સંગ્રહો ઊતરી આવ્યા છે. તેને લીધે લોકપ્રિય કવિ તરીકે પણ વિષ્ણુગુપ્ત જાણીતો છે, પણ તે પૈતૃકી સંજ્ઞાથી[1].

**अविश्वास, मित्राप्ति** અને **सुकृत्य** એમ ત્રણ નીતિમાર્ગ કહ્યા છે, તેમાંના સુસ્થિર અને સર્વમાન્ય **सुकृत्य** માર્ગનો આદ્યદ્રષ્ટા અને પ્રવર્તક વિષ્ણુગુપ્ત છે[2]. વળી જૂનામાં જૂની કૂટલિપિ **कौटिलीय म्लेच्छितक** છે, તે ઊપજાવવાની કીર્તિનો આદિ ભાગદાર પણ તે જ છે. એ કૂટલિપિનું સ્વરૂપ **कामसूत्र**ની **जयमङ्गला** ટીકામાં બતાવ્યું છે[3]. સૂત્રકાર પોતે **म्लेच्छितकविकल्प**ને **कामसूत्र**ની ચોસઠ અંગવિદ્યાઓના પેટામાં મૂકે છે.

વિષ્ણુગુપ્ત ઉત્તર હિન્દુસ્તાનનો રહેવાસી હતો: શાથી જે **कामसूत्र**ના **भार्याधिकारिक** અધિકરણમાં તે મરીની દુષ્પ્રાપ્ય વસ્તુમાં ગણના કરે છે. એ પુસ્તકમાં મધ્યદેશના લોકોના રીતરીવાજનાં તે વખાણ કરે છે, તે ઉપરથી અટકળ થાય છે કે એ દેશ, અને તેમાં પણ કદાચ વત્સદેશ, તેનું વતન હશે. **कामसूत्र** અને **अर्थशास्त्र**નું વિશાળ નિરીક્ષાક્ષેત્ર જ્યારે ધ્યાનમાં લેઈયે છિયે, તેમાં સમાયલી અંગત માહીતીનો વિચાર કરિયે છિયે અને તે બેનો ઉચ્ચ આદર્શ પ્રમાણિયે છિયે, ત્યારે તેણે પૂર્વ વયમાં બહુ દેશાટન કર્યું હશે, ઘણું અનુભવજ્ઞાન મેળવ્યું હશે અને ઉત્તમ નીતિસિદ્ધાંત ચિત્ત અને ચરિત્રમાં આરોપિત કર્યા હશે એમ કહ્યા વગર ચાલતું નથી.

વિશાળ જ્ઞાનથી અને અદ્‌ભુત મંત્રશક્તિથી જે આદરમાનને વિષ્ણુગુપ્ત પાત્ર બને છે, તે કરતાં અધિક આદરમાન તેને સંયમ અને ઉપશમવૃત્તિ માટે ઘટે છે. શ્રોત્રિય બ્રાહ્મણ છતાં તેણે ક્ષત્રિયધર્મ સ્વીકાર્યો, પણ તે

---

૧ ઉપરના લખાણમાં આવી ગયેલાં નામો ઉપરાંત દ્રામિલ અને અંગુલ એ બે નામ વધારે કોશોમાં મળી આવે છે; જુઓ **त्रिकाण्डशेष ।२। ३३५–३६।** અને **अभिधानचिन्तामणि। ८५३–५४ ॥** ૨ જુઓ **पञ्चतन्त्रम् ।२। सुकृत्यं विष्णुगुप्तस्य मित्राप्तिर्भार्गवस्य च। बृहस्पतेरविश्वासो नीतिसंधिस्त्रिधा स्थितः ।.** ३ **कौटलीयमिदं कादेः स्वरयोर्ह्रस्वदीर्घयोः। बिन्दूष्मणोर्विपर्यासाद् दुर्बोधमिति संज्ञितम् ॥**

થોડા જ વખતને માટે. લોકસંગ્રહનું કાર્ય પૂરૂં થયું કે તે પાછો તપોવનમાં જઈ ઋષિધર્મથી રહેવા લાગ્યો. પરંતુ તેના પછી તેના વંશજો સત્તા અને સમૃદ્ધિએ લોભાઈ ક્ષત્રિયધર્મથી મૌર્યોના આશ્રયે રહ્યા. તેને લીધે તેઓ **वत्स** ગોત્રથી દૂર થયા અને શુદ્ધ બ્રાહ્મણપણું ગુમાવી બેઠા. તેમનો નવો ક્ષાત્ર વ્યવહાર લાંબો પ્હોચ્યો નહિ. મહારાજા અશોક બૌદ્ધ ધર્મમાં ગયા તેની સાથે રાજ્યાશ્રય પણ ગયો; અને કૌટિલ્ય વિષ્ણુગુપ્તના વંશજોએ ફરી વિપ્રની પંક્તિમાં દાખલ થવા ભૃગુગોત્રનો આશ્રય લીધો. તેઓ **जामदग्न्यभृगु** મટી **केवलभृगु** થયા, **यस्क**ગણમાં સ્થાન પામ્યા અને **काटिलयाः** એ સંજ્ઞાથી ઋષિઓની વંશાવળીમાં ઓળખાયા.

વિષ્ણુગુપ્ત વિશે **अट्ठकहा, कथासरित्सागर** અને **परिशिष्टपर्व**માં બહુ બહુ વાતો આપી છે. પણ તે ભોજપ્રબંધ અને વિક્રમચરિત્રની કસોટીની વાતો જ છે, એટલે નકામી છે. કામનાં તો વિષ્ણુગુપ્તે રચેલાં પુસ્તકો છે. તે કોઈ કાળે બોલશે, અને એ મહાન વિપ્રવીરના જીવન અને સમયના સંબંધમાં તેમની વજનદાર જુબાનીથી ભ્રમણા દૂર થાય એવું અજવાળું પાડશે.

**मुद्राराक्षस**ની લડાયક જાતો.

અહીં **मुद्राराक्षस**માં ગણાવેલા લડાયક લોકો વિશે પૃચ્છકની જિજ્ઞાસા સંતોષવા થોડુંક કહું છું. હિંદુકુશ પર્વતની આ તરફની ખીણના કામ્બોજ, બહાર પ્રાંતના મગધ અને કુમાયૂન–નેપાળના ડુંગરાળ પ્રદેશના કિરાત **महाभारत**ના કાળથી પ્રસિદ્ધ છે. અનાર્ય ખસનું નિવાસસ્થાન બંગાળની ઇશાન દિશામાં આવેલ ખાસિયા છે. પારસીક ને યવન તે આતસપરસ્ત ઇરાનીઓ છે. **रघुवंश**ના ચોથા સર્ગમાં પારસીકસ્ત્રી **यवनी** લખી છે[1]. રુદ્રદામાના ગિરનાર ઉપરના શિલાલેખમાં અશોકના સૂબા તુષાસ્પને **यवन** કહ્યો છે, તે

૧ જુઓ **र. वं. । ४ । ६०–६५ ।**. આ શ્લોકમાં એકલા **पारसीक** સાથેના વિગ્રહનો નિર્દેશ છે; એ કારણથી **यवनी** શબ્દે કરીને પારસીકસ્ત્રી સમજું છું. ગ્રીક લોકોનો સમાગમ થયા પછી, અત્યારે જેમ મુસલમાન અને ઇંગ્રેજને માટે યવન શબ્દ વાપરે છે, તેમ ગ્રીકને માટે **यवन** શબ્દ વાપરેલો જણાય છે. પરંતુ પહેલવહેલો તે પારસીકનો પર્યાય હતો. એટલું જ કહેવાનું તાત્પર્ય છે.

પારસીક જ હતો. ભગવાન પાણિનિની **યવનાની**[1] તે ઈસવી સન પૂર્વે સાતમા શતકની ઇરાની લિપિ સમજું છું, જેની અશોકના સમયની વિકૃતિ ખરોષ્ઠી છે. પ્રાચીન ઇરાનીઓમાં આર્યાવર્તના આર્યોના જેવી વર્ણવ્યવસ્થા ન હોવાથી તેમના સંબંધમાં કાફરના જેવો તિરસ્કારવાચક **યવન** શબ્દ વપરાયો જણાય છે. આયોનિઅન ગ્રીકના નામ સાથેનું અક્ષરસામ્ય ઘુણાક્ષરન્યાયે બંધ બેઠેલું લાગે છે. પાણિનિની **યવનાની** તે આયોનિઅન લિપિ નથી, અર્થાત્ **યવન** તે પણ આયોનિઅન નથી. **યવન** અને **પારસીક**નો વિશાખદત્તે કરેલો ભેદ શક અને ગાંધારના ભેદ જેવો નામગત છે, રૂપગત નથી. ઈ. સ. પૂર્વે ૧૪૦–૧૩૦ માં પૂર્વતાર્તરીના શક લોકોએ બાક્ત્રિઆ(બાલ્હીક)નું ગ્રીક રાજ્ય ઊંધું વાળ્યું. પછી તેઓ અફગાનિસ્તાનની હેલમંદ નદીની ખીણમાં ઊતર્યા, ત્યાં તેઓ ઘર કરી રહ્યાથી એ પ્રદેશ સીસ્તાન એટલે શકસ્થાનના નામે ઓળખાતો થયો. તેમની એક શાખા પૂર્વ તરફ વધી ઈ.સ. પૂર્વે ૧૦૦ ના અરસામાં તક્ષશિલા અને મથુરામાં એક સૈકાપૂર સત્તા જમાવી બેઠી. બીજી શાખાનો ભૂમક ક્ષહરાત ઈસવી પહેલા શતકમાં સૌરાષ્ટ્ર પચાવી પડયો. ઈ. સ. ૩૯૫ માં દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે એ શાખાનો અંત આણ્યો. ત્રીજી શાખા કુશાનને નામે ઇતિહાસમાં ઓળખાય છે. એ વંશના રાજાઓની સત્તા ગાંધારમાં મોડા સુધી ટકી. કુશાન શકો તે કારણથી ગાંધાર સંજ્ઞાથી ઓળખાયા. ઈ. સ. ૪૬૫ માં હૂણ લોકોએ ગાંધારનું શકરાજ્ય ઊંધું વાળ્યું. એ હૂણો વિશે પૂર્વે કહી ગયો છું, એટલે અહીં તેની પુનરુક્તિ કરતો નથી. જેમ ગાંધારના શકો ગાંધાર નામ પામ્યા, તેમ બાલ્હીકના હૂણ બાલ્હીક સંજ્ઞાથી નોંખા ઓળખાયા.

વસ્તુવિરોધ.

ઉપરની બધી પ્રજાને મૌર્ય ચંદ્રગુપ્તના કાળની કવિએ લખી છે, તે વસ્તુવિરોધી કલ્પના છે. જેવો વસ્તુવિરોધ શકાદિ પ્રજાના સંબંધમાં જોઇયે

---

૧ ભગવાન પાણિનિના સમયમાં લોકભાષા સંસ્કૃત હતી અને તે લોકભાષાનું તેમણે વ્યાકરણ લખ્યું છે. બુદ્ધ અને મહાવીરના સમયમાં તો સંસ્કૃત લોકભાષા મટી એક પ્રકારની પ્રાકૃત વાણી બોલાતી હતી, જેની વિલક્ષણતા પાલી અને અર્ધમાગધીમાં જળવાઈ રહી છે. એ કારણથી ભગવાન પાણિનિને ઈ.સ. પૂર્વેના છઠ્ઠા શતક પહેલાં મૂકું છું. તેમણે નોંધ લીધેલી યવનાની પાછળે બ્રાહ્મી લિપિના અસ્તિત્વનું ભાન કરાવે છે. એ જોતાં આપણી લખવાની વર્ણમાળાની ઉત્પત્તિ ઈ.સ. પૂર્વે સાતમા શતક કરતાં પણ જૂની, અને તે વખતની પારસી લિપિથી નોંખી [ independent ] ઠરે છે.

છિયે, તેવો સેનાનાં અંગના નિરૂપણમાં પણ છે. ચંદ્રગુપ્તની સેના પુષ્પપુરને ઘેરી લે છે, તે ગજદળ હયદળ અને પાયદળની જ બનેલી કવિ વર્ણવે છે[1]. આ વ્યવસ્થા ઈસવી છઠ્ઠા શતકની છે, ઈસવી સન પૂર્વેના ચોથા શતકની નથી[2]. મહારાજા હર્ષની **પ્રિયદર્શના**માં આવું જ સેનાનું બંધારણ આપ્યું છે. સાતમા શતકના પૂર્વાર્ધના એ ચક્રવર્તિકવિના બહુસંખ્ય સૈન્યની પરિગણના એ ત્રણ અંગે થતી હતી. મહાન સિકંદર સાથેના વિતસ્તા ઉપરના સંગ્રામમાં પૌરુષ નરેશની સેનાના રથો કાદવમાં ફસી જઈ નિષ્ફળ નીવડ્યા, ત્યારથી રથ અંગનું મહત્ત્વ ઘટવા માંડ્યું. બીજાં ત્રણ અંગ વધારે બળવાન અને કાર્યકર નીવડવાની સાથે કાળે કરી એ અંગ લુપ્ત બન્યું; ને ચતુરંગ સેના ત્રણ અંગની થઈ. પ્રયાણમાં પાયદળના ઓછા વેગને લીધે વિશાખદત્તના સમયમાં તો હયદળ ને ગજદળ જ સેનાનાં પ્રધાન અંગ મનાયાં. **મુદ્રારાક્ષસ**ના છઠ્ઠા અંકમાં મલયકેતુને ઘેરી લેનાર ચાણક્યના સૈન્યનું જે વર્ણન આપ્યું છે, તેમાં હયદળ ને ગજદળ જ ગણાવ્યાં છે. વળી તૃતીય અંકમાં કવિએ હસ્ત્યશ્વને રાજ્યનું મૂળ કહ્યું છે.

સેનાનું બંધારણ કવિએ પોતાના સમયનું વર્ણવ્યું છે, તેની સાથે યમપટિકની અને કાયસ્થ[ શકટદાસ ]ની પાત્રવર્ગમાં યોજના કરી છે તે પણ તેના સમયની છે. બાણના **હર્ષચરિત**માં યમપટિકનો આપણને મેળાપ થાય છે. તેની અને વિશાખદત્તના **મુદ્રારાક્ષસ**ની વચ્ચે બે દસકાનું જ અંતર છે. યમની ઉપાસનાને અને કાયસ્થોની ઉત્પત્તિને સંબંધ છે. કાયસ્થો પોતાને યમના લેખક ચિત્રગુપ્તના વંશજ લેખાવે છે. એ લેખકવર્ગનો મરોડ, જેના સુંદરપણાની ચાણક્ય પ્રથમ અંકમાં પ્રશંસા કરે છે, તે પ્રાચીન લેખોની કાયસ્થલિપિમાં જળવાઈ રહ્યો છે.

પાઠની ભ્રષ્ટતા અને તેના સમુદ્ધાર.

**મુદ્રારાક્ષસ**નું વસ્તુ અપરિચિત અને ગહન છે અને તેમાં રાજનીતિની કઠિન પરિભાષા આવેલી છે, તેને લીધે એના પાઠ સ્થળે સ્થળે ભ્રષ્ટ થયેલા જોવામાં આવે છે. કોઇ પરિવર્તકે પ્રથમ અંકના આરંભમાં '**મુક્તાં શિખાં પરામૃશન્**' એવા શબ્દો ચાણક્યના પ્રવેશની સૂચનામાં **બદ્ધાં શિખાં પરામૃશન્** ને બદલે મૂકી દીધા છે; તે નંદોને નિર્મૂળ કરતા સુધી જ શિખા ન બાંધવાની એણે પ્રતિજ્ઞા લીધી હતી એ વાત સ્મરણમાં ન રહ્યાનો પરિ-

૧ જુઓ. **મુ. રા.** ૨ । ૨ જુઓ ઇસવી સન પૂર્વે બીજા શતકનો ખારવેલનો પાર્વતીય લેખ.

ણામ છે. વળી ત્રીજા અંકમાં ચાણક્યની ઉક્તિમાં **नवशतिशतद्रव्यकोटीश्वराः** અને નાટકની છેવટની ઉક્તિના વક્તાના નિર્દેશમાં **राक्ष०** એવા ભ્રષ્ટ પાઠ મળી આવે છે, તે પણ વસ્તુના અજ્ઞાનને લીધે જ ઊપજ્યા છે. બીજા કેટલાક ભ્રષ્ટ પાઠ એવા છે, કે જે પરિભાષા ન સમજાયાથી નીપજ્યા જણાય છે. **कृत्य, दण्डपाशिक, आभिगामिक, उपहारिन्** અને **जयनिका**થી અજાણ્યા પુરુષ **कृतककृत्यताम्, कालपाशिको दण्डपाशिकः, आभिगामिकगुणयोगात्, उपहारिणम्** અને **जयनिका**ને સ્થાને **कृतकृत्यताम्, कालपाशिको दण्डपाशिकश्च, आभिरामिकगुणयोगात्, उपकारिणम्** અને **जवनिका** વાંચે, એમાં કંઈ વિચિત્ર નથી. વસ્તુ અને પરિભાષાના અજ્ઞાનથી જેમ પાઠ બગડ્યા છે, તેમ પ્રાકૃતના કમી જ્ઞાનથી પણ આકું વેંતરાયું જોઈયે છિયે. આ રીતે પ્રાકૃત **विहिद्दजअणसद्दा, परिवाढी, सावगा ण, मुच्चदु** અને **णिउक्के** ને બદલે **गिहिद्दजअणवद्दा, परिवाडी, सावगाणं, मुञ्चदु** અને **णिउक्कण्ठे** પાઠ દાખલ થઈ અર્થનો અનર્થ ઊભો થયો છે. ચાર ગાથા તો પ્રાકૃત કવિતાનું સ્વરૂપ કળ્યામાં ન આવ્યાથી ગદ્યમાં ગણાઈ ગઈ છે[1]. ઉતાવળથી ઉલટસુલટ અને સરતચૂકથી એકને બદલે બીજું લખાયાના દૃષ્ટાંતો તો બધાં એ લિખિત પુસ્તકોમાં વધતીઓછી સંખ્યામાં નજરે પડે છે. તેમ ક્ષેપક ભાગનાં ઉદાહરણો પણ બહુ સામાન્ય છે. **मुद्राराक्षस**નું મૂળ આવા દુર્યોગને લીધે કેટલે અંશે ભ્રષ્ટ થયું છે, તે કલ્પિત પાઠની ટીપ મારા સંસ્કૃત **मुद्राराक्षस**માં આપી છે તે જોયાથી સહજ સમજાશે. અનુવાદમાં પાઠની શુદ્ધિને માટે જેટલી કાળજી રખાય તેટલી ઓછી છે. લેખકો અને વાચકો ક્વચિત્ કર્તાનો પાઠ પલટી નાંખે છે; ટીકાકારો ક્વચિત્ સવ-

---

1 જુઓ **मु. रा. । १ । १०० । चाणक्कम्मि अकरुणे सहसा सद्दाविरदस्स वट्टन्ते । णिद्दोसस्स वि सङ्का किं उण संजाददोसस्स ।, मु. रा. । १ । ११२ । णं सरअपुण्णमासीसमुग्गदेण विअ पुण्णचन्देण । देवेण चन्दसिरिणा अहिअं णन्दन्ति पकिदीओ ॥, मु. रा. । २ । १ । णोसहिकुसलो वालग्गाही मत्तो मअङ्गआरोहो । राअउलसेवओ जिदकासी तिण्णि विणासमणुहोन्ति ।**, અને **मु. रा. । ७ । २ । अह्मारिसाण वि कुले णिच्चं चारित्तभङ्गभीरूणं । चोरजणोचिदमरणं होदि त्ति णमो किदन्तस्स ॥** પાંચમા અંકમાં ગદ્ય થઈ ગયેલા સંસ્કૃત ભાગ ઉપરથી નીચલા અનુષ્ટુભનો ઉદ્ધાર કર્યો છે, તે પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે:-**तात । धृतपूर्वाणां भूषणानां विशेषतः । मौर्यहस्तगतानां हि कथादधिगमः कथम् ॥.**

જાનું અવળું કરે છે; સમુદ્ધારકો ક્વચિત્ ગતાનુગતિક બની તત્ત્વ શોધવા રહેતા નથી: આ રીતે કર્તાને બહુધા અન્યાય થાય છે. અનુવાદકનું ઉચ્ચ કર્તવ્ય કર્તાને ન્યાય આપવાનું છે. એણે કેવળ લિખિત પ્રતના પાઠથી જ, ટીકાકારના વ્યાખ્યાનથી જ, સમુદ્ધારકના નિર્ણયથી જ સંતોષ માનવાનો નથી. એક પશ્ચિમનો સમર્થ વિદ્વાન આપણાં ખટ દર્શનોના સિદ્ધાંતોનો સંગ્રહ કરતાં લખે છે, કે ટીકા કરતાં મૂળનો પોતાનો અર્થ વધારે મહત્ત્વનો છે. આની સાથે એમ પણ કહેવું ઘટે છે, કે પાઠ કરતાં સંગતિ વિશેષ વિચારણીય છે અને સમુદ્ધારક કરતાં કર્તાની ઔચિત્યની સમજ અધિક આદરણીય છે[1].



**મહારાજાધિરાજ અંવતિવર્મા,**

જેમણે કવિના કુટુંબનો વંશ વધાર્યો હતો.

---

[1] આ પ્રસ્તાવનામાં જણાવેલા વિશાખદત્ત, અવંતિવર્મા, કૌટિલ્ય–વાત્સ્યાયન, દિઙ્નાગ, વસુબંધુ, ઉદ્દ્યોતકર, ધર્મકીર્તિ, સુબંધુ, મુરારિ વગેરેના સમયના નિર્ણયની બાબત અને નાટકમાં કહેલા પારસીક તથા યવનની, શક તથા ગાંધારની, તેમ જ હૂણ તથા બાલ્હીકની જાતીય એકતાના નિર્દેશ બાબત, તેમ વળી પાણિનિની યવનાની, પર્વતકની સ્વભૂમિ વગેરેના વિવેચન બાબત સર્વ લખાણ આ ભાષાંતર કરનારનું પોતાનું હોવાથી તેના સત્યાસત્ય સંબંધી ભાષાંતરકર્તા જાતે જવાબદાર છે

[2] અયોધ્યા પ્રાંતના ફૈઝાબાદ જિલ્લાના ભિટૌરા ગામથી મિ. બર્નને મળી આવેલા અવંતિવર્માના સત્તર રૂપાના સિક્કામાંના એક ઉપરથી કરાવેલા લાકડાના બીબા ઉપરથી આ નકલ લીધી છે. સિક્કાનું સવળું પાસું છે તેમાં અવંતિવર્માનું મુખારવિંદ સાલ સાથે કોતરેલું છે. અવળા પાસામાં કળા કરતો મોર કાઢ્યો છે તેની આસપાસ કોર ઉપર ગુપ્ત લિપિમાં **विजितावनि रवनि पतिश्री [अ]वन्तिवर्मदेवो जयति** એ અક્ષરો કોતર્યા છે.

## પાત્રવર્ગ.

**ચંદ્રગુપ્ત, ચંદ્ર, ચંદ્રમા, ઇંદુ, મૌર્ય** કે **વૃષલ**...મુખ્ય નંદનો શૂદ્રીના પેટનો પુત્ર, પાટલિપુત્રનો નવો રાજા.

**ચાણક્ય, કૌટિલ્ય** કે **વિષ્ણુગુપ્ત**...નંદનું નિકંદન વાળી ચંદ્રગુપ્તને ગાદીએ આણનાર વિપ્ર, ચંદ્રગુપ્તનો ગુરુ.

**મલયકેતુ, કેતુ** કે **મલય**......પિતા પર્વતકના વધથી ચાણક્ય સાથે વૈર આદરી બેઠેલો પશ્ચિમનેપાળનો મ્લેચ્છ રાજા.

**રાક્ષસ** કે **અમાત્યરાક્ષસ**...મલયકેતુને ઉશ્કેરી માજી રાજા નંદના નિકંદનનું વૈર વાળવા તત્પર થયેલો માજી મુખ્ય નંદનો મહામંત્રી.

**જીવસિદ્ધિ**......ચાણક્યનો વિષ્ણુશર્મા નામે સહાધ્યાયી મિત્ર, જેને તેણે ક્ષપણકના વેશમાં આ ખોટા નામથી રાક્ષસનો મિત્ર કરી રાખ્યો હતો.

**ભાગુરાયણ**......મલયકેતુનો કૃત્રિમ મિત્ર. તે એને કેદ કરી ચાણક્યના હાથમાં સોંપનાર ચંદ્રગુપ્તના સહોત્થાયી પ્રધાન પુરુષમાંનો એક હતો.

**સિદ્ધાર્થક**...ચાણક્યનો વિશ્વાસુ છૂપો ભેદુ, જેને તેણે મિત્રાચારીના ડોળથી શકટદાસ પૂંઠે પ્રથમ લાગુ કર્યો હતો, ને પછીથી ચંડાળ વજ્જરલુમકના વેશમાં ચંદનદાસને શૂળીએ દેવા નીમ્યો હતો.

**સમૃદ્ધાર્થક**...સિદ્ધાર્થકનો મિત્ર, જેને ચાણક્યે ચંડાળ બિલ્વમુહાના વેશમાં ચંદનદાસને શૂળીએ દેવામાં સિદ્ધાર્થક કિંવા ચંડાળ વજ્જરલુમકા સાથે સામેલ રાખ્યો હતો.

**યમપટિક**......ચાણક્યનો છૂપો બાતમીદાર નિપુણક.

**શાર્ઙ્ગરવ**......ચાણક્યનો શિષ્ય, જે પાછળથી જીર્ણોદ્યાનમાં રાક્ષસ પાસેથી તરવાર ફેંકાવી દે છે.

**વૈહીનરિ**......ચંદ્રગુપ્તનો કંચુકી.

**શોણોત્તરા**......ચંદ્રગુપ્તની પ્રતીહારી.

**ચંદનદાસ**......રાક્ષસનો વણિક મિત્ર.

**ગારુડી જીરણવિખ**......રાક્ષસનો છૂપો બાતમીદાર વિરાધગુપ્ત.

**પ્રિયંવદક**...રાક્ષસનો ખાનગી સેવક થઈ રહેલો ચાણક્યનો છૂપો જાસુસ ઉદુંબર.

**કરભક**......રાક્ષસનો હલકારો.

**જાજાલ**...મલયકેતુનો કંચુકી.

**વિજયા**......મલયકેતુની પ્રતીહારી.

**ભાસુરક**......ભાગુરાયણની તેનાતનો ચપરાશી.

ઉપરાંત ચંદનદાસનાં પત્નીપુત્ર; તથા દ્વારપાળ, અનુચર વગેરે.

## સ્થળ.

અંક ૧, ૩, ૬ ને ૭ માં પાટલિપુત્ર; અને અંક ૨, ૪ ને ૫ માં મલયકેતુની છાવણી.



## નાટકના પદાર્થ.

ત્રિવર્ગ.

૧ વસ્તુ......ઐતિહાસિક.
૨ રસ........વીર.
વૃત્તિ......સાત્વતી અને આરભટી.
૩ નાયક......ધીરલલિત.
પ્રતિનાયક...ધીરોદ્ધત.

અવસ્થા.

૧ આરંભ......કૂટલેખ.
૨ યત્ન........કૃતકકલહ.
૩ પ્રાપ્ત્યાશા...શસ્ત્રત્યાગ.
૪ નિયતાપ્તિ....રિપુસંહતિભેદ.
૫ ફલાગમ......રાક્ષસસમાગન.

અર્થપ્રકૃતિ.

૧ બીજ......મુદ્રાલાભ.
૨ બિંદુ......ભૂષણવિક્રય.
૨ પતાકા......પુષ્પપુરાભિયોગ.
૩ પ્રકરી......કપટપાશ.
૫ કાર્ય........રાક્ષસોપસંગ્રહ.

સંધિ.

૧ મુખ......પુરુષદ્રવ્યસંપત્ [અંક ૧].
૨ પ્રતિમુખ...સાધનોપાય [અંક ૨, ૩].
૩ ગર્ભ........વિપત્પ્રતીકાર [અંક ૪].
૪ વિમર્શ....દેશકાલવિભાગ [અંક ૫].
૫ નિર્વહણ......સિદ્ધિ [અંક ૬—૭].



વીર અને અદ્‌ભુત રસની

## સાત્ત્વતી વૃત્તિ.

**ઉત્થાપક** અંગ–તિરસ્કાર સાથે રાક્ષસનો મલયકેતુએ કરેલો પરિત્યાગ [ પૃ. ૯૦; પં. ૬–૧૦ ].

**સંઘાતક** અંગ–
- મંત્રશક્તિથી મલયકેતુ અને રાક્ષસ વચ્ચે તૂટ.
- અર્થશક્તિથી રાક્ષસના સંગી પાંચ મ્લેચ્છ રાજાઓનો વધ.
- દૈવશક્તિથી બર્બરક અને દારુવર્માનાં મોત.

**સંલાપક** અંગ–રાક્ષસે ચંદ્રગુપ્તનું અમાત્યપદ સ્વીકારવું [ પૃ. ૧૦૯–૧૧૦; પં. ૧૫–૨૫, ૧–૬ ].

---

રૌદ્ર અને ભયાનક રસની

## આરભટી વૃત્તિ.

**સંક્ષિપ્તક** અંગ–
- પહેલો પ્રકાર–નંદના મહેલમાં વૈરોચકના પ્રવેશની હકીકત [ પૃ. ૩૧; પં. ૫–૧૮ ].
- બીજો પ્રકાર–એક વાર અમાત્યપદ છોડી ચાણક્ય પાછો અધિકાર હાથ ધરી મ્લેચ્છ સૈન્યને સેનાથી ઘેરી લે છે તે [ પૃ. ૯૨, ૯૩; પં. ૨૫–૨૯, ૧–૯ ].

**અવપાત** અંગ–પાટલિપુત્ર ઉપર ચડી જવા મલયકેતુએ મુકામ ઊપાડવો [ પૃ. ૭૦; પં. ૧૧–૨૩ ].

**વસ્તૂત્થાન** અંગ–
- અવિદ્રવ–રાક્ષસનું કુટુંબ ન સોંપી દીધા બાબત ચંદનદાસને કેદ કરવો.
- સવિદ્રવ–ઉપરથી બેદીલી દાખવતા ભદ્રભટ વગેરે સહોત્થાયી વગેરેનું ભાગી જવું [ પૃ. ૨૧, ૨૨; પં. ૧૪–૨૫, ૧–૨ ].

**સંફેટ** અંગ–દુનિયાંની નજરે અમાત્યના અધિકારથી ચાણક્ય ભ્રષ્ટ થવો [ પૃ. ૫૮; પં. ૪–૧૭ ].

---

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | [ મુખબંધ ] | |
| ૬ | ૧૦ | હ્રન | હૂન |
| ૧૧ | ૭ | સહાધ્યાયી | ગુરુ |
| ૧૩ | ૧૪ | તૃપ્ર | તૃપ્ત |
| | ૧૮ | बुद्धि | बुद्धि |
| ૧૯ | ૪ | દરમ્યાન | દરમિયાન |
| ૨૧ | ૨૫ | वृहत्कथाने | बृहत्कथाने |
| ૨૭ | ૨૭ | बिशाल | विशाल |
| ૨૯ | ૨૯ | का.अ.शा. | कौ.अ.शा. |
| ૩૨ | ૨૭ | आन्वी | आन्वी |
| ૩૩ | ૨૨ | च्छतुं | च्छेत्तुं |
| | ૩૦ | बुद्ध | बुद्धि |
| ૩૪ | ૨૫ | तेषा | तेषां |
| | ૨૭ | सर्वावद्या | सर्वविद्या |
| ૩૫ | ૧૯ | આંદર્શ | આદર્શ |
| | ૨૭ | अभि ॥ न- | अभिधान- |
| | | चिन्तामणि | चिन्तामणि- |
| | ૨૮ | विष्णुग्रसय | विष्णुगुप्तस्य |
| | | भर्णवस्य | भर्णवस्य |
| | ૨૯ | ह्रस्व | ह्रस्व |
| ૩૬ | ૯ | काटिल्याः | कौटिल्याः |
| ૩૮ | ૧૯ | બે | પાંચ |
| ૩૯ | ૨૪ | वद्दोद | वद्दोदि |
| | | उग | उण |
| | ૨૮ | बिणाम | बिणास |
| | ૩૧ | કર્યા | કર્યો |
| | | [ નાટક ] | |
| ૧૫ | ૫ | સાધુજન ? | સાધુજન ! |
| ૧૬ | ૯ | અહા ! | અહો ! |
| ૨૨ | ૧૧ | દૃષ્ટિથી | દૃષ્ટિથી સ્વગત |
| ૩૩ | ૨ | કમાનના | કમાનની |
| ૩૬ | ૯ | નંખાવ્યા? | નંખાવ્યો? |
| | ૨૩ | રાત્રસ | રાક્ષસ |
| | ૨૫ | પ્રિય૦ | પ્રિયં૦ |
| ૩૭ | ૨,૮ | ,, | ,, |
| | ૧૦ | સ્વાગત | સ્વગત |
| ૪૬ | ૧૮ | મમૃદ્ધિ | સમૃદ્ધિ |
| ૪૮ | ૧૦ | આગગ | આગળ |
| ૫૩ | ૩ | ન્હામો | ન્હાનો |
| ૫૭ | ૧૫ | વૃર્જટિ | ધૂર્જટિ |
| ૬૪ | ૮ | એમતું | એમનું |
| ૬૮ | ૧૬ | રહીશું ? | રહેવાના હતા તે? |
| ૭૯ | ૨૨ | તે નાતનો | તેનાતનો |
| ૮૦ | ૨૪ | સિધ્ધા૦ | સિદ્ધા૦ |
| ૮૧ | ૨૬ | ,, | ,, |
| ૮૩ | ૧૩ | પ્રષેપ | પ્રવેશ |
| ૮૮ | ૨૫ | વન ! | વન ? |
| ૯૧ | ૧૯ | સિદ્ધા૦ | સિદ્ધા૦ |
| ૯૨ | ૯ | ,, | ,, |
| | ૨૩ | સિદ્ધ૦ | ,, |
| ૯૫ | ૨૨ | રહી વાત | રહી કરી'તી વાત |
| ૯૬ | ૯ | છે ? | છે ! |
| ૧૦૫ | ૧૨ | લ્યો | 'લ્યો |
| ૧૦૮ | ૨૦ | રાક્ષ૦ | રાક્ષ૦ |

ટીપ—ઉપોદ્ઘાત પૃષ્ઠ ૪૦ પંક્તિ ૨૨ માં बिजितावनि रवान पतिश्री [अ]जन्ति એમ છૂટું છે તે ભાગ વગર સળંગ વાંચવું

# મેળની મુદ્રિકા.

## પ્રસ્તાવના.

[ સૂત્રધાર પ્રવેશ કરી ]

[ સ્રગ્ધરા. ]

ગૌરી આ ધન્ય ધારી શિર કઈ, પ્રભુ ? એ ચંદ્રલેખા, પ્રિયા, છે.
હાં એ કે ચંદ્રલેખા ? વિદિત જ તમને છે: ભૂલી શું ગયાં તે ?
નારીનું કામ છે, એ [1]શશધરનું નથી. તો જયા[2]ક્હો; રહ્યા એ.
ચંડીથી[3] એમ ગંગા છળથી છૂપવતા શંભુ રક્ષો સઊને ! ૧

વળી

ભૂમિ નીચી નમંતાં ચરણ ધરી ધીરે, ભગ્ન[4] બ્રહ્માંડ થાતાં
બાહુ વાંકા જ વાળી, મીંચી દહનદગે[5] વિશ્વ ઝાળે ઝલાતાં,
કષ્ટે [6]આધાર લીધે જયમત્યમ વિધ એ ભારી સંકોચ સાથે
નર્તતા ઉત્સવે જે ત્રિપુરવિજયના, શંભુ રક્ષો સદા તે ! ૨

બસ છે. બહુ વિસ્તારનું કામ નથી. પ્રેક્ષક[7] જનની આજ્ઞા છે, કે સામંત વટેશ્વરદત્તના પુત્ર જે મહારાજ ભાસ્કરદત્ત, તેમના પુત્ર કવિ વિશાખદત્તે '**મુદ્રારાક્ષસ**[8]' એટલે '**મેળની મુદ્રિકા**' નામે નાટક રચ્યું છે,

---

૧ ચંદ્ર. ૨ જયા અને વિજયા એ પાર્વતીની સખીઓ છે. ૩ કોપાયમાન પાર્વતી. ૪ ભેદાયલું. ૫ શંકરના જમણા નેત્રમાં સૂર્ય, ડાબામાં ચંદ્ર ને વચલામાં અગ્નિ છે; તે પૈકી વચલું અગ્નિવાળું નેત્ર. ૬ પગ હાથ વગેરેનાં ભૂમિ બ્રહ્માંડ વગેરે અધિષ્ઠાન. ૭ જોનાર. ૮ જેમાં ચાણક્ય માજી રાજા નંદના અમાત્ય રાક્ષસને એની મ્હોરની વીંટી હાથ આવતાં સાધી ચંદ્રગુપ્તનો અમાત્ય બનાવે છે, તે નાટક.

તે તમે આજે ભજવી બતાવો. ખરેખર, કાવ્યની સારાસારતા સમજનારા રસિક પ્રેક્ષક આગળ નાટક ભજવવાનું હોવાથી મને પણ બહુ આનંદ થાય છે. કેમજે

[ અનુષ્ટુભ. ]

બોયેલાં અણુવે એ બી ફળે સરસ ક્યારડે;
હળખેડુની બુદ્ધિને શાળ ફાલંતી ક્યાં રડે ? ૩

ત્યારે હવે હું ગૃહજન સાથે પ્રયોગ જ આરંભું. [ પરિક્રમણ કરી ઘર તરફ દૃષ્ટિ નાંખી ] અરે પણ ઘરનાં માણસો સૌ કેમ આજે કંઈ મહોત્સવ હોય તેમ ખુબ ધાલમેલમાં છે ?

[ પુષ્પિતાગ્રા. ]

સુખડ સુઘડ કો ઘસે, ભરે છે જળ વળી કો, ફૂલમાળ કો કરે છે,
મુસળથી કણ કો છડે છટાથી ગણરવ ગુંજી ગળાથી મંજુ ગાતી. ૪

અસ્તુ, પત્નીને બોલાવીને પૂછું. [ પડદા તરફ મ્હોથી ]

[ ગાથા. ]

ગુણવાળી[1], મર્યાદા[2] જાળવનારી, [3]ઉપાયમાં પૂરી,
પોષક [4]ત્રિવર્ગ કેરી [5]નીતિ તણી મૂર્તિ હે મધુરી ! ૫

જરા આવો તો વ્હેલાં.

[ **નટી** પ્રવેશ કરી ] આ આવી આર્ય ! મને આગન્યા આપી કૃતારથ કરિયે.

[ **સૂત્ર૦** ] કહો વારૂં, તમે તે આજે પૂજ્ય ભૂદેવોને[6] ઘર પાવન કરવા નોંતર્યા છે કે સપગલાંના પ્રાહુણા નેવત્યા છે ? કોને માટે આ ભોજનની સામગ્રી થઈ રહી છે ? આજ્ઞાની વાત પછી.

૧. (અ) સદ્‌ગુણ; (આ) સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સંશ્રય, એ છ ગુણ. ૨ (અ) માઝા; (આ) બંદોબસ્ત. ૩ (અ) તદબીર, (આ) સામ, દાન, ભેદ અને દંડ, એ ચાર ઉપાય. ૪ (અ) ધર્મ, અર્થ અને કામ; (આ) સ્થાન, ક્ષય ને વૃદ્ધિ. ૫ (અ) સદાચાર; (આ) રાજનીતિ. ૬ બ્રાહ્મણ.

[ **નટી** ] આર્ય ! ભૂદેવોને નોંતર્યાં છે.

[ **સૂત્ર૦** ] શા નિમિત્તે ?

[ **નટી** ] [૧]ચંદ્રનું ગ્રહણ થનાર છે ને; તે નિમિત્તે.

[ **સૂત્ર૦** ] કોણ કહે છે ચંદ્રનું ગ્રહણ થનાર છે ?

[ **નટી** ] [૨]નગરના લોકો કહે છે.

[ **સૂત્ર૦** ] આર્યે ! ભૂદેવોના ભોજનની સામગ્રી તો ભલે થાય. બાકી ચંદ્રગ્રહણની બાબતમાં તો, સમગ્ર જ્યોતિષ શાસ્ત્રનું મેં રટણ કર્યું છે તેથી કહું છું, કે તમે ગમે તેમ ભૂલ ખાધી છે. જુઓ,

[ ગાથા. ]

દુર્ગ્રહ રાક્ષસ[૩] હાવાં કેતુ[૪] સહિત ચંદ્ર પૂર્ણમંડળને[૫]

ગ્રહવા[૬] બળે[૭] કરે છે.

[ પડદા પાછળ ] આહ ! કોણ હું બેઠો છું ને ચંદ્રને ગ્રહવાનું કરે છે ?

[ **સૂત્ર૦** ] બુધયોગે[૮] તેહ નહિ જ બને. ૬

[ **નટી** ] આર્ય ! આ કોણ વળી પૃથ્વી પરનો માનવી આકાશના ચંદ્રને ગ્રહણથી બચાવવાનું કરે છે ?

[ **સૂત્ર૦** ] ખરે, મેં લહ્યો નહિ. હશે. હું ફરી ગાથા કહું છું; તે સાંભળી એ બોલી ઊઠશે, એટલે ત્રાંટા ઉપરથી ઓળખાશે. [ 'દુર્ગ્રહ' વગેરે ફરી બોલે છે. ]

[ પડદા પાછળ ફરીને ] આહ ! કોણ હું બેઠો છું ને ચંદ્રગુપ્તને ગ્રહવાનું કરે છે ?

---

૧ (અ) ચંદ્ર ભગવાન; (આ) રાજા ચંદ્રગુપ્ત. ૨ પાટલિપુત્ર કિંવા પટણા. ૩ (અ) ક્રૂર ગ્રહ જે રાહુ રાક્ષસ તે; (આ) કપરા આગ્રહવાળો જે માજી રાજા નંદનો રાક્ષસ નામે પ્રધાન તે. ૪ (અ) કેતુ નામે ગ્રહ; (આ) મલયકેતુ. ૫ (અ) પૂર્ણ બિંબવાળો પૂનમનો ચંદ્રમા; (આ) રાજ્યનાં સાતે અંગ જેનાં સારી સ્થિતિમાં છે, એવો રાજા ચંદ્રગુપ્ત. ૬ (અ) ગ્રાસ કરવા; (આ) કેદ પકડવા. ૭ (અ) જોર ભેર; (આ) લાવલશ્કરથી. ૮ (અ) બુધ ગ્રહને લીધે બનેલો યોગ; (આ) બુદ્ધિમાન ચાણક્યની તદબીર.

[ સૂત્ર૦ ] હાં, સમજ્યો. એ તો કુટિલ[1] નીતિનો કૌટિલ્ય,

[ નટી ભયથી થરથર ધ્રૂજે છે. ]

[ સૂત્ર૦ ]

[ પ્રહર્ષણી. ]

ક્રોધાગ્નિ અતિ તણી ઝાળ મધ્ય જેણે
નંદોને ઝડપી પ્રજાળિયા નવેને;
તે ચંદ્રગ્રહણ તણી કથાથી હાવાં
ઘેરાવા નરપતિ ચંદ્ર શંકી આ-વે[2]. ૭

માટે આપણે રસ્તે પડિયે.

[ બંને જાય છે. ]

૧ પ્રપંચ ભરેલી. ૨ આ આવે.

# મેળની મુદ્રિકા.

## અંક ૧.

[ પૂર્વે કહ્યા પ્રમાણે ક્રોધાયમાન ચાણક્ય બાંધેલી શિખાને હાથ અડકાડતો પ્રવેશ કરે છે. ]

[ **ચાણ૦** ] આહ ! કોણ હું બેઠો છું ને ચંદ્રગુપ્તને ગ્રહવાનું કરે છે ?

[ ગાથા. ]

આ [1]નંદનિકંદનની નાગણી ને ક્રોધ અગ્નિની ધૂણી
બાંધી શિખા ખમે ના કોણ અહો અઘ[2] વધ્ય બની ? ૧

વળી

[ વસંતતિલકા. ]

સૌ નંદવંશવન[3] ભસ્મ જ કીધ જેણે,
જાજ્વલ્યમાન[4] મુજ ક્રોધ–દવાનળે તે
ઝંપાવી કોણ નિજ મોત જ માગી લે છે
ભૂલી બળાબળનું ભાન પતંગ પેઠે ? ૨

શાર્ઙ્ગરવ !

[ **શાર્ઙ્ગ૦** પ્રવેશ કરી ] આજ્ઞા, ગુરુજી.

[ **ચાણ૦** ] વત્સ, આસન.

[ **શાર્ઙ્ગ૦** ] બિરાજિયે, ગુરુજી ! આ ડહેલી પાસેની બેઠકમાં વેત્રાસન[5] બિછાવ્યું છે.

---

૧ નવે નંદોના પ્રાણ લેનારી. ૨ વધને લાયક, મરનાર. ૩ નંદવંશ રૂપી વાંસનું વન. ૪ ભડભડ બળતો. ૫ ચટાઈ.

[ ચાણ૦ ] વત્સ ! હું તને આકળો જણાતો હઈશ. પણ તે ગુરુની સ્વભાવસિદ્ધ[1] કઠોરતાને લીધે નથી; કાર્યની ચિંતાને લીધે છે.

[ આંખના ઈશારે શાર્ઙ્ગ૦ બેઠક બહાર ડ્હેલીએ જઈ બેસે છે. ]

[ ચાણ૦ આસને બેસી સ્વગત ] શું ? સારા નગરમાં ચૌટે ને ચકલે વાત ફેલાઈ ગઈ, કે નંદકુળના નાશથી ક્રોધે ધૂંધવાતો રાક્ષસ પિતાના વધથી ધૂંઆપૂંઆ થતા પર્વતકપુત્ર મલયકેતુને આખા નંદરાજ્યની આશા આપી ઉશ્કેરી તેની સાથે એકગાંઠ કરી તેના અને મળતિયા મ્લેચ્છ રાજાઓના ગંજાવર લાવલશ્કરથી વૃષલ[2] ઉપર ચડી આવવાનું કરે છે ? [ જરા વિચાર કરી ] અથવા ભલે ને ફેલાઈ ગઈ એ વાત. જગજાહેર ગાજી વગાડી નંદવંશના નિકંદનની પ્રતિજ્ઞા લીધી ને તે દુસ્તર નદી તરી ગયો, તે હું છું. મારે આ અનર્થ શમાવવો તે શા હીસાબમાં ?

[ સ્રગ્ધરા. ]

પક્ષી[3] સંભ્રાંત[4] સર્વે કરી જડમૂળથી નંદવંશે પ્રજાળી,
[5]મૂંઝાવી [6]મંત્રિઝુંડે નયની લહરીએ મોહની ભસ્મ ઢાળી,
ને વૈરીની ત્રિયાના [8]મુખશશીની કળા શોકધૂમે ફીટાડી,
ના થાક્યે ભક્ષ્ય ખૂટ્યે સહજ[9] મુજ શમે ક્રોધનો અગ્નિ કારી. ૩

વળી

[ શાર્દૂલવિક્રીડિત. ]

નીચું શીશ નમાવી [10]શોચી, કવશે ફિટ્કાર રોકી ભયે,
અગ્રાસંન થકી ઊઠાડી મૂકતાં જોયો મને જેમણે,

---

૧ જાતિસ્વભાવની. ૨ ચંદ્રગુપ્ત માતૃપક્ષે શૂદ્ર હતો, તેથી ચાણક્ય તેને 'વૃષલ' કહે છે. ૩ નંદરાજાના પક્ષના માણસો રૂપી પંખીઓ. ૪ ગાભરા. ૫ રૂંધી લેઈ. ૬ મંત્રીઓના ટોળા રૂપી ઝાડનું જૂથ. ૭ રાજનીતિ. ૮ મુખ રૂપી ચંદ્ર. ૯ આપોઆપ. ૧૦ દિલગીર થઈ.

તે જોયે, ગિરિથી ગજેંદ્ર [૧]હરિના હાથે પડે, તે વિધે
સિંહાસનથી સાથ સાથ પડતો, મારે કરે, નંદ તે! ૪

એ રીતે મેં મારી ભારે પ્રતિજ્ઞા પાર પાડી છે. તેમ છતાં એ વૃષલની ખાતર હું શસ્ત્ર ધારણ કરી રહ્યો છું. બાકી મેં

[ શિખરિણી. ]

નવે નંદો ફેડી હર્યું ધરણિનું શલ્ય [૨] ધરથી,
જમાવી [૩]શ્રી ગાઢી [૪]સરની નલિની[૫] શી વૃષલની;
ચખાડયું એ રીતે રીઝ ખીજતણું ખંત જ થકી
સખા ને શત્રુને નિજ નિજ ભલેરું ફળ નકી. ૫

અથવા રાક્ષસ હાથમાં આવ્યો નથી, ત્યાં સુધી ધરણિનું શલ્ય હર્યું કેવું ને વૃષલની શ્રી જમાવી કેવી? [ વિચારપૂર્વક ] એ રાક્ષસ નંદનો કોઈ પણ વંશજ જીવતો રહે ત્યાં લગી નંદકુળને માટે મથતો બંધ પાડી શકાયે નહિ ને વૃષલનું મંત્રિપદ લેવરાવાયે નહિ, એવું જોઈ અમે તપોવનમાં જઈ રહેલા નંદકુળના બિચારા સર્વાર્થસિદ્ધિનો ઘાટ ઘડી નાંખ્યો. ત્યારે હવે એ મલયકેતુનો આશ્રય લેઈ અમને ઊખેડી નાંખવા મહાભારત યત્નમાં મંડયો જ છે પાછો! અહો! નંદકુળ પ્રત્યે કેવી એની અનન્ય ભક્તિ છે! [ આકાશ તરફ દૃષ્ટિથી ] ધન્ય છે! અમાત્યરાક્ષસ! ધન્ય છે તને!

[ શાર્દૂલવિક્રીડિત. ]

સેવે સ્વારથ સાધવા જન સઊ સંપત્તિમાં સ્વામીને;
કો આપત્તિ વિશે રહંત વળગી, આશે પ્રતિષ્ઠાની તે;
સ્વામી [૬]નષ્ટ છતાં સ્મરી પ્રથમના સત્કાર [૭]નિઃસ્વાર્થ જે
તેનો પક્ષ તજે ન, ભક્ત તુજ શા તે તો ન શોધ્યા જડે. ૬

આટલા જ માટે તું વળ મૂકી વૃષલનું મંત્રિપદ સ્વીકારે એવી રીતે તને મેળવી લેવા અમે મથિયે છિયે. કેમકે

૧ સિંહ. ૨ સાલ. ૩ (અ) રાજસત્તા; (આ) સુંદરતા. ૪ સરોવર. ૫ કમળનો છોડ. ૬ નાશ પામેલ. ૭ વગર સ્વાર્થે.

[ શાર્દૂલવિક્રીડિત. ]

બુદ્ધિહીન જ આયલા પુરુષની ભક્તિ થકી શું વળે?
ભક્તિહીનની બુદ્ધિ ને [1]ધૃતિ વડે ના અર્થ એકે સરે;
સદ્‌બુદ્ધિ સ્થિર ભક્તિ ધૈર્ય સઘળું એકત્ર આવી મળે
ને તે [2]ભૃત્ય જ: ભારજા વત બીજા ખાઈ બગાડે ખરે. ૭

એ કારણથી આ ધારેલા અર્થની સિદ્ધિમાં હું પણ નિરંતર તત્પર રહું છું અને એને હાથમાં લેવા બનતો યત્ન કર્યા કરું છું. એટલા માટે પ્રથમ તો લોકમાં એવી વાત ચલાવી છે જે 'વૃષલ કે પર્વતક એમાંથી એકનો એ ઘાટ ઘડાય, તો ચાણક્ય ઉપર દાવ વાળ્યો કહેવાય' એમ કરી રાક્ષસે અમારા અત્યંત ઉપકારી મિત્ર પર્વતેશ્વરને બિચારાને [3]વિષકન્યાથી મારી નંખાવ્યા. વળી એ જ વાતની સત્યતા સ્પષ્ટ દીસી આવી લોકની [4]પ્રતીતિ થાય એ માટે પર્વતકના પુત્ર મલયકેતુને ગુપ્ત રીતે 'જાણો છો?—પિતુશ્રી પર્વતેશ્વરનો ઘાટ ઘડાવનાર ચાણક્ય છે, હો.' એવું કહી બ્હીવરાવી ભાગુરાયણ દ્વારા નસાડી મૂકાવ્યો પણ છે; ને તે એવી સમજથી કે મલયકેતુ રાક્ષસની મતિએ ચાલી ચડી આવશે તોપણ આપણે તેને બુદ્ધિબળથી મ્હાત કરી શકીશું, પરંતુ એને કેદ કરીશું તો પર્વતકને આપણે મારી નંખાવ્યાનું કલંક છતું થશે તે ભૂંસી શકીશું નહિ. વળી કોણ રાગ રાખે છે ને કોણ અણુરાગ, તે જાણવાના હેતુથી વિવિધ વેષધારી છૂપા જાસુસો સ્વપક્ષમાં ને પરપક્ષમાં લાગુ કરી દીધા છે; તથા નંદના અમાત્યના કુસુમપુરમાં રહેતા સ્નેહીઓની કહેણી રહેણીની બારીક તપાસ રાખવામાં આવે છે. વળી ભદ્રભટ આદિક ચંદ્રગુપ્તના [5]સહોત્થાયી [6]પ્રધાનપુરુષોને તે તે અણરાગનાં કારણ આપી કૃત્રિમ [7]કૃત્ય બનાવી રાખ્યા છે. વળી શત્રુએ સાધી રાખેલા મારા અને વિષ દેનારાના સપાટામાંથી બચા-

૧ ધીરજ, દ્રઢતા. ૨ જીવાઈ જોગ સેવક. ૩ મૂળે "ફાંદામાં નાંખી ઝેર દેનારી ખુબસુરત સ્ત્રી તે વિષકન્યા", જેને દંડી યોગનારી કહે છે; જુઓ **સુશ્રુત । કલ્પસ્થાન । ૧।૨।** પછીથી અદ્‌ભુતાર્થ ભળતાં "સમાગમથી જીવ જાય તેટલે દરજ્જે ઝેર આપી આપી વિષમય બનાવેલી સ્ત્રી, તે વિષકન્યા"; જુઓ **વાગ્ભટ્ટ । અષ્ટાઙ્ગસંહિતા । સૂત્રસ્થાન ।** ૪ વિશ્વાસ બેસે. ૫ સામા મેદાન પડવામાં મળતિયા. ૬ સરદાર. ૭ ફોડાય એવા પુરુષો.

વવા રાજાના અંગરક્ષક તરીકે પણ એવા તાવી તારવી કાઢેલા તનના માણસો ઠરાવી રાખ્યા છે કે તે કદી પણ ગફલત કરે નહિ. ઉપરાંત અમારો સહાધ્યાયી[1] મિત્ર વિષ્ણુશર્મા બ્રાહ્મણ છે, તે શુક્રાચાર્યની દંડનીતિમાં અને જ્યોતિષ શાસ્ત્રમાં પૂરો પ્રવીણ છે. તેને નંદવંશના નિકંદનની પ્રતિજ્ઞા લીધા પછી તરત જ નંદના સર્વ અમાત્યની મિત્રાચારી કરી રાખવા [2]ક્ષપણકના વેષે પુષ્પપુરમાં આણ્યો હતો; તે વિશેષે કરીને રાક્ષસનો ઇષ્ટ મિત્ર થઈ પડ્યો છે. એ દ્વારાએ હવે મોટું મુદ્દાનું કામ છે તે સાધી લેવાશે. આ રીતે અમે અમારી તરફથી કશી વાતે કચાશ નથી રાખતા. નકાળજી, જોઇયે, તો માત્ર વૃષલની છે. એ પોતે રાજ્યનું [3]પ્રધાન અંગ છતાં રાજ્યનો ભાર અમારે શિર જ નાંખી દે છે. અથવા ખરું કહિયે તો ભારે રાજકાજની ખટપટ પંડે કરવી ન હોય, ત્યારે જ રાજ્ય સુખ આપે છે. કેમજે

[ અનુષ્ટુભ. ]

ગજેંદ્રો ને નરેંદ્રો, તે સમર્થ સર્વથા છતાં
લહે દુઃખ કશી વાતે જાતે [4]હાથ હલાવતાં. ૮

[ એવે યમપટ લેઈ જાસુસ નિપુણક પ્રવેશ કરે છે. ]

[ નિપુ૦ ]

[ ગાથા. ]

જમદેવનું જ શરણું ભલું. અવર દેવ સેવવે શું વળે ?
બીજાના સેવકનો તરફડતો જીવ એ ઝટ લે. ૯

વળી

જે જીવ લે અવરનો, પાળે જમદેવ તે, જુઓ, અમને;
વસમા એ વશ ભાવે ભજતાં ભાળે પ્રસન્ન મને. ૧૦

ભલા, આ ઘરમાં જઈ જમપટ દેખાડું ને કીર્તન કરું.

[ ચાણક્યના ઘરમાં પેસવા જાય છે. ]

---

૧ ભણતરની વખતનો મિત્ર. ૨ બૌદ્ધ સાધુ. ૩ મુખ્ય. ૪ હાથીનો હાથ તે સૂંઢ.

[ શાર્ઙ્ગ૦ તેને ઘરમાં પેસવા જતો જોઈ ] અરે ભાઇ! ઊભો રહે. ક્યાં ઘુસે છે?

[ નિપુ૦ ] કેમ ભાઇ! કોનું ઘર છે આ?

[ શાર્ઙ્ગ૦ ] સવારના પહોરનું નામ જે અમારા ગુરુજી આર્ય ચાણક્ય, તેમનું ઘર છે.

[ નિપુ૦ મ્હો મલકાવી ] અલ્યા બટુક! જાણ્યું, એ તો અમારા ધર્મભાઇનું જ ઘર છે. માટે પરો થા ને જવા દે મને અંદર, હું તારા ગુરુજીને ધર્મના બે બોલ સંભળાવું.

[ શાર્ઙ્ગ૦ ક્રોધથી ] જા, જા! અમારા ગુરુજીથી તું અધિક જાણનાર?

[ નિપુ૦ ] ભાઈ બટુક! આવડો રાતોપીળો ન થા.

'સર્‌વે સૌ કંઈ ના જાણે; નથી સર્વજ્ઞ કોઈ એ[1].'

માટે કંઈક તારા ગુરુજી જાણતા હશે ને કંઈક અમ જેવા જાણતા હશે.

[ શાર્ઙ્ગ૦ ] શું તું અમારા ગુરુજીની સર્વજ્ઞતા હરી લેવા માગે છે?

[ નિપુ૦ ] બટુક! તારા ગુરુજી સર્વ જાણતા હોય, તો કહે જોઈ [2]ચંદ્ર કોને અણગમતો હશે?

[ શાર્ઙ્ગ૦ ] અલ્યા, એ જાણવાનું ફળ શું?

[ નિપુ૦ ] ભાઇ બટુક! એ જાણવાનું ફળ શું, તે તો તારા ગુરુજીને ખબર હશે[3]. તું તો તારે ન જાણતો હોય તો આટલું જાણી લે, કે કમળને ચંદ્ર અણગમતો છે. જો, ભાઇ,

[ ગાથા. ]

પૂરણ [4]મંડળવાળા ચંદ્રથી [5]પંકજ વિરોધ દાખે છે;
રૂડું સ્વરૂપ છે, પણ કૂડો આચાર રાખે છે. ૧૧

[ ચાણ૦ સાંભળી સ્વગત ] અહો! આ, ચંદ્રગુપ્તથી અણુરાગ રાખનારા પુરુષોને હું જાણું છું, એવું ગર્ભિત રીતે સૂચવે છે!

---

૧ આ અનુષ્ટુભનું અર્ધિયું છે. ૨ (અ) ચંદ્રગુપ્ત; (આ) આકાશનો ચંદ્ર. ૩ તું સર્વજ્ઞ કહે છે તેમ જો તે સર્વજ્ઞ હશે, તો જાણતા હશે. ૪ (અ) સપ્તાંગ રાજ્યનું મંડળ, (આ) ચંદ્રનું બિંબ. ૫ કમળ.

[ શાર્ઙ્ગ૰ ] આ શું ઢંગ વગરનું બકે છે તું ?

[ નિપુ૰ ] બટુકજી ! સાંભળનાર અને સમજનાર મળે, તો એ ઢંગ-વાળું જ છે.

[ ચાણ૰ ] સાધુજન ? સુખે પધારો ઘરમાં, સાંભળનાર ને સમજનારે મળશે.

[ નિપુ૰ ] સંતજન ! આ આવ્યો. [પ્રવેશ કરી પાસે જઈ] નમસ્કાર, ગુરુજી.

[ ચાણ૰ જોઈ સ્વગત ] હાં, આ તો નગરચર્ચા જોવા મોકલેલો જાસુસ નિપુણક. [ પ્રગટ] આવ, ભાઇ, ભલે આવ્યો. બેસ.

[ નિપુ૰ ] આજ્ઞા, ગુરુજી.

[ ચાણ૰ ] ભાઇ ! કહે હવે તને ભાળવેલા કામની હકીકત. કેમ, પ્રજા નૃપલને ચ્હાય છે ને હવે ?

[ નિપુ૰ ] બેશક, તે તે અણુરાગનાં કારણો ગુરુજીએ દૂર કર્યાંથી રૂડા નામના મહારાજ ચંદ્રગુપ્તને પ્રજા બહુ ચ્હાય છે. માત્ર આ શહેરમાં અમાત્ય રાક્ષસના ત્રણ જૂના સ્નેહીઓ છે, તે મહારાજની પ્રભુતાના દ્વેષી છે.

[ ચાણ૰ ક્રોધથી સ્વગત ] તેઓ પોતાના જીવતરના જ દ્વેષી છે, એમ કહેવું જોઇયે. [ પ્રગટ ] ભાઇ ! તેમનાં નામ જાણે છે ?

[ નિપુ૰ ] નામ જાણ્યા વિના ગુરુજીના આગળ વાત જ કેમ કરું ?

[ ચાણ૰ ] ત્યારે હું તે જાણવા ઇચ્છું છું.

[ નિપુ૰ ) સાંભળિયે ગુરુજી ! પહેલો તો છે શત્રુપક્ષનો સંગી ક્ષપણક—

[ ચાણ૰ સ્વગત ] શત્રુપક્ષનો સંગી ક્ષપણક ?

[ નિપુ૰ ] જીવસિદ્ધિ, જેણે મહારાજ પર્વતેશ્વરને અમાત્યરાક્ષસે મૂકેલી વિષકન્યાના ફાંદામાં ફસાવ્યા.

[ ચાણ૰ સ્વગત ] હાં હાં, જીવસિદ્ધિ. તે તો મારો છૂપો જાસુસ છે. [ પ્રગટ ] હાં, પછી બીજો કોણ ?

[ નિપુ૰ ] ગુરુજી ! બીજો તો અમાત્યરાક્ષસનો પ્રિયમિત્ર કાયસ્થ શકટદાસ.

[ ચાણ૦ સ્વગત ] આંહ, કાયસ્થ. એ તે શા લેખામાં? તોએ હલકા શત્રુની પણ ઉપેક્ષા કરવી યોગ્ય નહિ. હાં હાં, સાંભર્યું; એની પૂંઠે તો મેં મિત્રાચારીનો ડોળ કરતો સિદ્ધાર્થક લાગુ કર્યો જ છે. [ પ્રગટ ] ભાઇ! ત્રીજાનું નામ હવે જાણવા ઇચ્છું છું.

[ નિપુ૦ ] ત્રીજો ફૂલચોકનો ઝવેરી શેઠ ચંદનદાસ. એ તો અમાત્ય-રાક્ષસનું બીજું હૃદય જ છે. એઓ નગર છોડી જતાં એને ત્યાં જ કુટુંબ મૂકી ગયેલા છે.

[ ચાણ૦ સ્વગત ] એ તો પરમમિત્ર જ. રાક્ષસ, જીવ મળ્યો ન હોય એવાને ત્યાં કુટુંબ મૂકી જાય નહિ. [ પ્રગટ ] ભાઇ! ચંદનદાસને ત્યાં જ રાક્ષસ કુટુંબ મૂકી ગયેલા છે, એની શી ખાતરી?

[ નિપુ૦ ] એની ખાતરી આ [1]મુદ્રિકા. [ વીંટી આપે છે. ]

[ ચાણ૦ વીંટી જોઈ આનંદ ભેર સ્વગત ] અહા એમ જ કહું ને, કે રાક્ષસ હાથમાં આવ્યો! [ પ્રગટ ] ભાઇ! આ મુદ્રિકા શી રીતે મળી, તે સવિસ્તર જાણવા ઇચ્છું છું.

[ નિપુ૦ ] સાંભળિયે, ગુરુજી! આપે મને નગરચર્ચા જોવાની આજ્ઞા કરી હતી, તેથી પરઘરમાં પેસતાં કોઇ વ્હેમ ન આણે એટલા માટે આ [2]યમપટ લેઈ ફરતો ફરતો આજ શેઠ ચંદનદાસ ઝવેરીને ઘેર જઈ ચઢ્યો, ને ત્યાં તે પ્હોળો કરી કીર્તન કરવા મંડ્યો.

[ ચાણ૦ ] પછી?

[ નિપુ૦ ] તેવે લગભગ પાંચ વરસના વયનો, દેખાવડો, પરાણે વ્હાલો લાગે એવો એક બાળક બાલ્યાવસ્થાના સ્વાભાવિક કૌતુકથી નેત્ર વિકાસી જોતો, એક ઓરડામાંથી બ્હાર આવતો જણાયો. એટલે 'અરે! આ ગયો—ગયો તો!' એવો તે ઓરડાના માંહિલા ભાગમાં સ્ત્રીજનનો ભયસૂચક શબ્દ ઊઠ્યો. એવે એક સ્ત્રીએ, બારણા બ્હાર જરા ડોકું કરી, ખોટો કાઢ્યો, નીકળતાં નીકળતાં જ તે બાળકનો કુમળો હાથ ઝાલ્યો. બાળકને રોકવા ઊતાવળમાં હાથ લાંબો કર્યો, તેવે તેની પસારેલી આંગળીથી પુરુષના

---

૧ મ્હોરની વીંટી. ૨ જમદૂતનું કપડા પર ચિત્ર.

હાથના પરમાણુની આ મુદ્રિકા નીકળી પડી; તે આવીને મારા પગ આગળ પડી; પણ તે બાઇએ લહ્યું નહિ. તેના ઉપર અમાત્યરાક્ષસનું નામ કોતરેલું જોઈ મેં પણ લાવી આ ગુરુજીને ચરણે ધરી. એ રીતે આ મુદ્રિકા મળ્યાની હકીકત છે.

[ ચાણ૰ ] ઠીક, જાણ્યું. જા હવે. થોડા સમયમાં તને તારા પરિશ્રમનું ફળ મળશે.

[ નિપુ૰ ] આજ્ઞા, ગુરુજી. [ જાય છે. ]

[ ચાણ૰ ] શાર્ઙ્ગરવ !

[ શાર્ઙ્ગ૰ પ્રવેશ કરી ] આજ્ઞા, ગુરુજી.

[ ચાણ૰ ] વત્સ, પત્ર ને [1]મસીપાત્ર જોઇયે.

[ શાર્ઙ્ગ૰ ] આજ્ઞા, ગુરુજી. [ જઈ પાછો પ્રવેશ કરી ] આ પત્ર ને મસીપાત્ર, ગુરુજી.

[ ચાણ૰ લેઈને સ્વગત ] શું લખવું ? આ લેખથી રાક્ષસને જીતવો છે.

[ પ્રતીહારી શોણોત્તરા પ્રવેશ કરી ] જય હો, ગુરુજી.

[ ચાણ૰ હર્ષે સાથે સ્વગત ] જય શુકન વધાવી લીધા.

[ શોણો૰ ]—ગુરુજી ! માથે કમળકળી તુલ્ય અંજળિ જોડી મહારાજ શ્રીચંદ્ર ગુરુજીને વીનતી કરે છે, જે ગુરુજીની અનુજ્ઞા[2] હોય તો મારી એવી ઇચ્છા છે, કે મહારાજ પર્વતેશ્વરનું પરલોકમાં શ્રેય સાધવા તેમણે પૂર્વે ધારણ કરેલાં આભૂષણ પૂજ્ય ભૂદેવોને દેઈ દેઉં.

[ ચાણ૰ હર્ષથી સ્વગત ] સાબાશ ! વૃષલ ! મારા મતના થઈ તેં ઠીક કહાવ્યું. [ પ્રગટ ] શોણોત્તરા ! અમારા નામથી વૃષલને કહેવું, જે ' વત્સ ! ધન્ય છે ! [3]લોકવ્યવહારમાં તું ઠીક કુશળ છે. એ તારો અભિપ્રાય બેલાશક અમલમાં મૂકવો. પરંતુ પર્વતેશ્વરના અંગનાં આભૂષણ અમૂલ્ય છે, તે બહુ [4]ગુણ હોય એવાને જ આપવા યોગ્ય છે. માટે હું પંડે જોઈ–વિચારીને યોગ્ય બ્રાહ્મણોને મોકલું છું.

---

૧ શાહીનો ખડિયો. ૨ પરવાનગી. ૩ દુનિયાંનો વ્યવહાર. ૪ (અ) સદ્‌ગુણ; (આ) ફાયદો.

[ શીષ્ય૦ ] આજ્ઞા, ગુરુજી. [ જાય છે. ]

[ ચાણ૦ ] શાર્ઙ્ગરવ ! અમારા નામથી વિશ્વાવસુ અને એના બે ભાઇઓને કહે, કે, ‘ જાઓ વૃષલ પાસે. એ તમને દાન આપશે. તે લેઇ પરભાર્યાં તમારે અમને મળવું. ’

[ પ્રવેશ કરી શાર્ઙ્ગ૦ ] આજ્ઞા, ગુરુજી. [ જાય છે. ]

[ ચાણ૦ ] આ વાત તો લેખના ઉત્તર ભાગમાં આવશે. પણ પૂર્વ ભાગમાં શું લખવું ? [ વિચાર કરી ] હાં, સાંભર્યું, સાંભર્યું. બાતમીદારથી બાળ મળી છે, કે એ એકઠા મળેલા મ્લેચ્છ રાજાઓમાં અગ્રેસર પાંચ રાજાઓ છે, તે રાક્ષસના પરમમિત્ર છે ને રાક્ષસના દોર્યા દોરાય છે.

[ સ્રગ્ધરા. ]

પ્હેલો તો ચિત્રવર્મા કુલૂતપતિ, પછી કાશ્મીરી પુષ્કરાક્ષ,
તે કેડે કેસરી શો નિડર મલયનો ભૂપ જે સિંહનાદ,
તે પૂંઠે સિન્ધુ કેરો નરપતિ [1]અરિને દંડતો સિન્ધુષેણ,
છેલ્લો મેઘાક્ષ નામે ધણી હયદળનો પારસી પાર્થિવેંદ્ર[2]; ૧૨

[ અનુષ્ટુભ. ]

એ પાંચે [3]પાર્થિવો કેરાં નામ લેખે લખું અહીં;
ચિત્રગુપ્ત ભલે છેકી નાંખો વહીં મંહી સહી. ૧૩

[ વિચારપૂર્વક ] અથવા ના ના, નહિ લખું. બધું નામ વગર જ ભલે હોય. [ લેખ પૂરો કરી ] શાર્ઙ્ગરવ !

[ શાર્ઙ્ગ૦ પ્રવેશ કરી ] આજ્ઞા, ગુરુજી !

[ ચાણ૦ ] વત્સ, ખંતથી લખ્યા છતાં એ [4]શ્રોત્રિયાક્ષર સુંદર નથી જ થતા. માટે જા, સિદ્ધાર્થકને મારું નામ દેઈ કહે, કે ‘ કોઇકના તરફથી

૧ દુશ્મન. ૨ મોટા રાજા. ૩ રાજા. ૪ લખવાના ઓછા મહાવરાવાળા વેદપાઠીના અક્ષર.

કોઇકને આ લેખ સહિત મારે સ્વમુખે કંઇક સંદેશો પ્હોચાડવાનો છે, માટે નામઠામ વગરના આટલા બોલ જરા લખી આપો,' એમ કહી શકટદાસને હાથે લેખ લખાવી તારે મારી પાસે આવવું. શકટદાસને કહેવું નહિ કે ચાણક્યે લેખ લખાવવા મોકલેલો છે.

[ શાર્ઙ્ગ૦ ] આજ્ઞા, ગુરુજી. [ જાય છે. ]

[ ચાણ૦ ] અહા, મલયકેતુ જીતાયો હવે.

[ સિદ્ધા૦ લેખ સાથે પ્રવેશ કરી ] જય હો ગુરુજીનો. આ પેલો લેખ શકટદાસ પાસે લખાવી આણ્યો.

[ ચાણ૦ લેઈ ] અહો શા સુંદર અક્ષરો છે ? [ મનમાં વાંચી જઈ ] ભાઇ ! આ મુદ્રિકાથી એને મ્હોરછાપ કર.

[ સિદ્ધા૦ ] આગન્યા, ગુરુજી. [ મુદ્રિત કરી ] મ્હોરછાપ કરી. હવે શું કરવાનું છે ? ફરમાવો ગુરુજી !

[ ચાણ૦ ] જો, અહીંથી તારે [1]વધસ્થાને જવું ને બહારથી રોષનો ફટાટોપ કરી અંદરખાનેથી મારાઓને આંખમચકારાથી સમજાવવા. તેઓ સાનમાં સમજી જઈ બ્હી ગયા હોય એવા ડોળથી આમ તેમ ભાગી જશે. એટલે તારે વધસ્થાનથી શકટદાસને નસાડી રાક્ષસ પાસે લેઈ જવો અને મિત્રનો જીવ બચાવ્યાથી પ્રસન્ન થઈને એ જે બક્ષીસ આપે તે માથે ચઢાવવી ને કેટલાક વખત સુધી રાક્ષસનાં પાસાં સેવવાં. પછી જ્યારે શત્રુઓ પાસે આવી પ્હોંચે, ત્યારે આમ કરવું. [ કાનમાં કહે છે. ]

[ સિદ્ધા૦ ] આગન્યા, ગુરુજી.

[ ચાણ૦ ] શાર્ઙ્ગરવ !

[ શાર્ઙ્ગ૦ પ્રવેશ કરીને ] શી આજ્ઞા છે, ગુરુજી ?

[ ચાણ૦ ] અમારૂં નામ દેઈ ફોજદાર કાલપાશિકને કહે, જે 'વૃષલ ફરમાવે છે કે પેલો ક્ષપણક જીવસિદ્ધિ, જેણે રાક્ષસની પ્રેરણાથી વિષકન્યા વડે પર્વતેશ્વરનો જીવ લીધો, તેને એ ગુન્હા સર ઢંઢેરો પીટાવી ફજેતી સાથે દેશપાર કરવો.'

---

૧ શહેરની દક્ષિણમાં શૂળીએ દેવાની જગા.

[ શાર્ઙ્ગ૦ ] આજ્ઞા, ગુરુજી. [ ચાલવા માંડે છે. ]

[ ચાણ૦ ] વત્સ ! ઊભો રહે. 'બીજો પેલો કાયસ્થ શકટદાસ, જે નિરંતર રાક્ષસની પ્રેરણાથી અમારો જીવ લેવાનું કરે છે, તેને પણ તે ગુન્હા સર દાંડી પીટાવી શૂળીએ પરોવવો ને એનાં ઘરનાંને કેદમાં નાંખવાં.'

[ શાર્ઙ્ગ૦ ] આજ્ઞા, ગુરુજી. [ જાય છે. ]

[ ચાણ૦ વિચારમાં સ્વગત ] દુરાત્મા રાક્ષસ અહા હવે અણ્યો જાય !

[ સિદ્ધા૦ ] ગુરુજી, અણ્યો

[ ચાણ૦ હર્ષ ભેર સ્વગત ] અહો ! રાક્ષસ અણ્યા !

[ સિદ્ધા૦ ]—મેં ગુરુજીનો સંદેશ. હવે હું ભાળવેલા કામ સર જાઉં છું.

[ ચાણ૦ મ્હોરની વીંટી અને લેખ આપી ] ભલે, જા, ભાઇ, ફતેહ કર.

[ સિદ્ધા૦ ] ગુરુજીની આશિષ ફળો. [ જાય છે. ]

[ શાર્ઙ્ગ૦ પ્રવેશ કરી ] ગુરુજી ! ફોજદાર કાલપાશિક ગુરુજીને વીનવે છે, કે મહારાજ ચંદ્રગુપ્તની આજ્ઞા આ ઘડી અમલમાં મૂકું છું.

[ ચાણ૦ ] ઠીક. વત્સ ! હવે જા, શેઠ ચંદનદાસ ઝવેરીને મારી પાસે તેડી લાવ.

[ શાર્ઙ્ગ૦ ] આજ્ઞા, ગુરુજી. [ જઈ ચંદનદાસ સાથે પાછો પ્રવેશ કરતાં ] આવો, શેઠ, આ રસ્તે.

[ ચંદન૦ સ્વગત ]

[ ગાથા. ]

નિર્દોષે ભય પામે કૂડા કૌટિલ્ય કેરૂં તેડુ થતે;
તો શંકા અંતરમાં ન ઊપજે કેમ દોષ છતે ? ૧૪

આથી જ મેં જિશ્નુદાસઆદિક વાસમાંના ત્રણ મિત્રને કહી દીધું, કે 'કદાપી દુષ્ટ ચાણક્ય મારૂં ઘર જોવરાવે. માટે સ્વામિથી અમાત્યરાક્ષસના કુટુંબને તમે બીજે કહીં લેઇ જાઓ. મારૂં તો થવાનું હોય તે થાઓ'.

[ શાર્ઙ્ગ૦ ] આવો, શેઠ. આ રસ્તે.

[ ચંદન૦ ] આ આવ્યો, ભાઇ.

[ શાર્ઙ્ગ૦ પાસે જઈ ] ગુરુજી, આ શેઠ ચંદનદાસ આવ્યા.

[ ચંદન૦ ] જે જે, આર્ય.

[ ચાણ૦ સામું જોઈ ] અહો ! પધારો, શેઠ ! આ આસનને બિરાજો.

[ ચંદન૦ સ્વગત ] અઘટતું માન અપમાનનું સાટું વાળે છે; શંકા ઊપજે, તે તો જુદી. [ પ્રણામ સાથે પ્રગટ ] હું અહીં ભોંય બેસું છું. એ જ મને ઘટે.

[ ચાણ૦ ] નહિ, નહિ, શેઠ, એમ કેમ કહો છો ? અમ જેવાના સમાગમમાં રહેનારા હોઈ તમે એને લાયક છો જ. માટે આસને બિરાજિયે.

[ ચંદન૦ સ્વગત ] આ શઠ કંઈ મરમમાં બોલે છે. [પ્રગટ] આગન્યા આર્યની. [ બેસે છે. ]

[ ચાણ૦ ] કેમ, શેઠ, વ્યાપાર તો તેજ ચાલે છે ને ?

[ ચંદન૦ ] હા જી, આર્યની કૃપાથી વેપાર ધમધોકાર ચાલે છે.

[ ચાણ૦ ] શેઠજી, એ તો ઠીક; પણ ચંદ્રગુપ્તના દોષો કંઈ પ્રજાની દૃષ્ટિએ તરે છે કે ?—ને પડછે ગત રાજાના ગુણો તેમને યાદ આવે છે કે ?

[ ચંદન૦ કાનમાં આંગળીઓ ઘાલી ] હરિ હરિ ! એ શું બોલ્યા આર્ય ?

[ ગાથા. ]

શરદ પૂનમની રેણે ઝળહળતા પૂર્ણ ચંદ્રથી જેમ,
સઉ એ બહુ બહુ રાચે શ્રી ચંદ્ર નરેંદ્રથી તેમ. ૧૫

[ ચાણ૦ ] શેઠ ! રાજા પ્રજાનું પ્રિય કરી તેમને પ્રસન્ન રાખી [૧]પ્રતિપ્રિયની ઇચ્છા રાખે, ખરૂં કની ?

[ ચંદન૦ ] હા જી, હા જી, ફરમાવિયે, સેવક પાસેથી કેટલું ધન જોઇયે છે ?

[ ચાણ૦ ] આ ચંદ્રગુપ્તનું રાજ્ય છે, શેઠ ! ચંદ્રગુપ્તને તો તમારો [૨]અપરિક્લેશ જ પ્રિય છે; ધનની વાત તો નંદ જેવા ધનલોભીને રુચે.

[ ચંદન૦ હર્ષ સાથે ] અહા, પરમ કૃપા, આર્ય.

---

૧ સામું પ્રિય, રૂડો બદલો. ૨ જાસ્તી ગુજારવી તે પરિક્લેશ; ને તેથી ઊલટું તે અપરિક્લેશ.

[ **ચાણ૦** ] હવે એ અપરિક્લેશ શી રીતે સધાય, તે તમારે અમને પૂછવાનું.

[ **ચંદન૦** ] ફરમાવો આર્ય.

[ **ચાણ૦** ] રાજા પ્રત્યે અવિરુદ્ધ રહેણીથી.

[ **ચંદન૦** ] આર્ય ! એવો તે કયો અધન્ય પુરુષ હોય, કે જે આર્યની નજરે રાજવિરોધી લેખાય ?

[ **ચાણ૦** ] પહેલા તો તમે જ.

[ **ચંદન૦** કાનમાં આંગળીઓ ઘાલી ] અરરર ! એ શું બોલ્યા ? અગની સાથે તરણાનો વિરોધ કેવો ?

[ **ચાણ૦** ] વિરોધ તે એવો, જે તમે રાજ્ય સાથે શત્રુતા રાખતા રાક્ષસના કુટુંબને તમારા ઘરમાં આશ્રય આપો છો !

[ **ચંદન૦** ] ખોટું છે ! કોઈ કૂડા માણસે એ આર્યને ભરાવ્યું હશે.

[ **ચાણ૦** ] શેઠ ! ગભરાવાનું કંઈ કારણ નથી. માજી રાજ્યના માણુસો, ભયના માર્યા, પુરજનની ઇચ્છા વિરુદ્ધ પણ કુટુંબકબીલો તેમના ઘરમાં નાંખીને વિદેશ જતા રહે છે. તેને જે છૂપાવી રાખે છે, તે જ ગુન્હેગાર બને છે. બીજાનો ઓછો જ દોષ કઢાય છે.

[ **ચંદન૦** ] હાં હાં, ખરું, તે વખતે અમારા ઘરમાં અમાત્યરાક્ષસનું કુટુંબ હતું ખરું.

[ **ચાણ૦** ] પહેલાં તો 'ખોટું' અને હવે 'ખરું, હતું ખરું' એ બોલી પરસ્પર વિરુદ્ધ પડે છે.

[ **ચંદન૦** ] આર્ય ! એટલું [1]વાક્છળ થયું કહો, તો થયું ખરું.

[ **ચાણ૦** ] શેઠ ! ચંદ્રગુપ્તના રાજ્યમાં છળનો છાંયડો ન જોઇયે. માટે રાક્ષસનું કુટુંબ સોંપી દો અને છળથી મુક્ત થાઓ.

[ **ચંદન૦** ] આર્ય ! મેં વીનવ્યું ને, કે તે વખતે મારા ઘરમાં અમાત્યરાક્ષસનું કુટુંબ હતું.

[ **ચાણ૦** ] હવે ત્યારે ક્યાં ગયું ?

---

૧ પડદો રાખીને પેચનું બોલવું તે.

[ **ચંદન૦** ] હું જાણતો નથી.

[ **ચાણ૦** સ્મિતહાસ્ય કરી ] કાં ? નથી જાણતા ? શેઠ ! માથા ઉપર ભય ભમે છે ને પ્રતીકાર તો દૂર છે હો ! અને વિષ્ણુગુપ્ત [ પોતાનું નામ લેતાં જરા શરમાઈ ] પેઠે અમાત્યરાક્ષસ નંદવત ચંદ્રગુપ્તને ઊખેડી નાખશે, એની તો આશા જ ન રાખશો.

[ શાર્દૂલવિક્રીડિત. ]

પૂરા નીતિ વિશે ધુરંધર શૂરા શ્રાવક્રનાસાદિ એ
મંત્રી નંદ જ જીવતાં નવ શક્યા શ્રી અસ્થિરા રાખી જે,
હેલી રેલતી હર્ષની સ્થિર કરી તે આ વરી ચંદ્રને;
કો તેને કરવા પરી નર મથે મિથ્યા મહીમંડળે ? ૧૬

વળી

[ વસંતતિલકા. ]

ઉન્મત્ત હાથી હણી ચશ્નશ રક્ત પીને
ખાતાં બગાસું [1]હરિના મુખમાં ધપીને
લેવા કરે કવણ દાઢ મૃગેંદ્ર કેરી
સંધ્યાસમે શશિકળા સમ શોણ[2] ઘેરી ? ૧૭

[ **ચંદન૦** સ્વગત ] બડાઈ, બોલ્યું બર આવ્યું, એટલે બોજે છે.

[ નેપથ્યમાં [3]ઉત્સારણા સંભળાય છે. ]

[ **ચાણ૦** ] શાર્ઙ્ગરવ ! જો, શું છે ?

[ પ્રવેશ કરી **શાર્ઙ્ગ૦** ] આજ્ઞા, ગુરુજી. [ જઈને પાછો આવી ] ગુરુજી ! એ તો મહારાજ ચંદ્રગુપ્તની આજ્ઞાથી રાજદ્રોહી ક્ષપણક જીવસિદ્ધિને ફજેતી સાથે દેશપાર કરે છે.

[ **ચાણ૦** ] શું, ક્ષપણકને ? હરિહરિ ! ભારે ખેદની વાત ! અથવા ચાખો એ એના રાજદ્રોહનું ફળ. જુઓ, શેઠ ચંદનદાસ, રાજદ્રોહીને રાજા આમ ઉગ્ર દંડ દે છે. માટે આ વ્હાલેશરી કહે છે તે માનો, રાક્ષસનું કુટુંબ સોંપી દો અને અદ્ભુત ફળ આપનારી રાજકૃપા નિરંતર ભોગવો.

---

૧ સિંહ. ૨ લાલ. ૩ 'બાજુ થાઓ, હઠો, માગ મૂકો' એવા બોલ સાથે માણસને પાછાં હઠાવવાં તે.

[ ચંદન૦ ] આર્ય ! મારા ઘરમાં અમાત્યનું કુટુંબ છે નહિ.

[ નેપથ્યમાં ઉત્સારણા ફરી સંભળાય છે. ]

[ ચાણ૦ ] શાર્ઙ્ગરવ, જો જોઈ, વળી શું છે ?

[ પ્રવેશ કરી શાર્ઙ્ગ૦ ] આજ્ઞા, ગુરુજી. [ જઈ પાછો આવી ] ગુરુજી ! એ તો રાજદ્રોહી કાયસ્થ શકટદાસને શૂળી દેવા લેઈ જાય છે.

[ ચાણ૦ ] કર્યાં કર્મનાં ફળ ભોગવે. જુઓ, શેઠ, રાજદ્રોહીને રાજા આમ ઉગ્ર દંડ દે છે. એ, તમે રાક્ષસનું કુટુંબ છૂપાવી રાખો છો, તે સાંખશે નહિ. માટે પરઘરનાંને સોંપી દેઈ પોતાના ઘરનાંને અને પોતાના જીવને ઉગારી લો.

[ ચંદન૦ ] આર્ય ! તમે શું મને ભય બતાવો છો ? ઘરમાં હોય ધરાધર ને અમાત્યરાક્ષસનું કુટુંબ હું તમને ન આપું, તો નથી તેની શી વાત ?

[ ચાણ૦ ] ચંદનદાસ ! એ જ તમારો નિશ્ચય ?

[ ચંદન૦ ] હા જી, એ જ.

[ ચાણ૦ સ્વગત ] ધન્ય છે ! ચંદનદાસ ! આ સમયમાં

[ અનુષ્ટુભ. ]

બીજાને દેઈ દેવાથી અર્થલાભ થતાં છતાં
ધર્મ વ્હાલો કરી આવું કરે કો શિબિના વિના ? ૧૮

[ પ્રગટ ] એ જ ? [ ક્રોધથી ] અરે ભૂંડા લુચ્ચા વણિક ! ભોગવ ત્યારે રાજકોપનાં ફળ.—

[ ચંદન૦ ] સજ્જ છું. આર્ય ! અધિકારને અંગે, ભલે, કરવું હોય તે કરો.

[ ચાણ૦ ] શાર્ઙ્ગરવ, શાર્ઙ્ગરવ ! અમારા નામથી ફોજદાર કાલપા-

શિકને કહે, કે આ દુષ્ટ વણિકને હવણાં ને હવણાં—અથવા એમ નહિ. જા, કોટવાળ વિજયપાળને કહે કે એને, માલમતા જપ્ત કરી બાયડી છોકરાં સાથે ઝાંઝરિયાં પહેરાવી, કેદ રાખે. દરમ્યાન હું વૃષલને કહું છું. એ પોતે એને વધની શિક્ષા ફરમાવશે.

[ **શાર્ઙ્ગ૦** ] આજ્ઞા, ગુરુજી ! ચાલો શેઠ !

[ **ચંદન૦** આસનથી ઊઠી ] આ આવ્યો, ભાઇ. [ સ્વગત ] અહા ! પુરુષદોષથી નહિ, પણ મિત્રકાર્યથી મારું મરણ થાય છે ! કેવું સદ્‌ભાગ્ય !

[ શાર્ઙ્ગ૦ સાથે જાય છે. ]

[ **ચાણ૦** હર્ષથી ] હવે રાક્ષસ હાથમાં આવ્યો.

[ અનુષ્ટુભ. ]

એની આફતમાં પ્રાણ કરે આ અળખામણા;
તો આની આફતે વ્હાલા કરશે એ ય પ્રાણ ના. ૧૯

[ નેપથ્યમાં કોલાહલ થાય છે. ]

[ **શાર્ઙ્ગ૦** હાંફલોફાંફલો પ્રવેશ કરી ] ગુરુજી ! આ પેલો સિદ્ધાર્થક શકટદાસને શૂળી દેતાં વધસ્થાનથી છોડાવીને નાઠો !

[ **ચાણ૦** સ્વગત ] સાબાશ, સિદ્ધાર્થક ! અર્થસિદ્ધિનાં પગરણ માંડ્યાં ! [ પ્રગટ ક્રોધથી ] શું ? બળજોરી કરી નાઠો ? વત્સ ! કહે ભાગુરાયણને, કે હાલહાલ એની ખબર લે.

[ **શાર્ઙ્ગ૦** જઈ પાછો આવી ખેદ સાથે ] અરે ! ભાગુરાયણે ભાગી ગયો છે, ગુરુજી !

[ **ચાણ૦** સ્વગત ] ભલે ગયો, ફતેહ કરો. [ પ્રગટ ક્રોધથી ] એમ ? જા; વત્સ, અમારા નામથી ભદ્રભટ, પુરુદત્ત, ડિંગરાત, બલગુપ્ત, રાજસેન, રોહિતાક્ષ અને વિજયવર્માને કહે, કે એ એની પૂંઠે ચઢી જાય ને તેમને પકડી લાવે.

[ **શાર્ઙ્ગ૦** ] આજ્ઞા, ગુરુજી. [ જઈ પાછો આવી ખેદ સાથે ] અફસોસ !

ગુરુજી ! બધું એ [1]તંત્ર ફીટી પડયું છે. એ ભદ્રભટ આદિક તો અગાઉથી જ વ્હાણું વાતાં પલાયન કરી ગયા છે !

[ ચાણ૦ સ્વગત ] સર્વને કુશળ હો. [ પ્રગટ ] ફિકર નહિ, વત્સ !

[ શાર્દૂલવિક્રીડિત. ]

જે ધારી મન માંહીં કાંઈક ગયા પૂર્વે જ, તે તો ગયા;
સિધાવો અવરે [2]યથેચ્છ, હજુ એ જે કોઈ બાકી રહ્યા.
સો સો સાધનથી સમર્થ અદકી અર્થો સઉ સાધવા
બુદ્ધિ [3]નંદવિમર્દની જ મુજ, તે જાજો તજી ના કદા. ૨૦

[ આસનથી ઉઠી ] ઓહો ! એમાં શું થયું ? આ હું આણીશ એ ભદ્રભટ આદિ દુષ્ટોને. [ આકાશ ભણી દૃષ્ટિથી ] દુરાત્મા રાક્ષસ ! હવે તું કયાં જનાર છે ?

[ વસંતતિલકા. ]

દાને[4] અખૂટ કરતો મન [5]મુગ્ધ ખાંતે
સ્વચ્છંદ છૂટ વિચરે મદમાં મહા, તે
આ જંગલી ગજ પડે જુગતીથી આજે
તું જાણ જે [6]પલટી દીધ જ મૌર્ય કાજે. ૨૧

[ બંને જાય છે. ]

૧ રાજ્યનું બંધારણ. ૨ ખુશીથી. ૩ નંદનો ખોડો કાઢી નાંખનારી. ૪ (અ) સામ, દાન, ભેદ ને દંડ, એ ચાર ઉપાય પૈકી બીજો; (આ) ભર જવાનીમાં હાથીના કુંભસ્થળમાંથી ઝરતો રસ. ૫ પરવશ, લલચાયલું. ૬ પલટવું=(અ) મન ફેરવી મિલાવી લેવું, (આ) પલોટી સવારી જોગ બનાવવું.

# મેળની મુદ્રિકા.

## અંક ૨.

[ ગારુડીને વેષે રાક્ષસનો જાસુસ વિરાધગુપ્ત પ્રવેશ કરે છે. ]

[ વિરા૦ ]

[ ગાથા ]

રહી સાવધાન [1]મંડળ વિશે, લહી [2]તંત્રજંત્ર ભલી ભાતે,
જાળવી [3]મંત્ર જ જુગતે નર ખેલે નાગ [4]ન્રપ સાથે. ૧

[ આકાશ ભણી દૃષ્ટિથી ] ભાઇ ! શું કહે છે ?–' તું કોણ છે !' ભાઈ! હું સરપનો ખેલાડી જીરણવિખ છું. શું કહે છે ?–' મને સરપખેલની ખાંત છે.' કહે તો વારું, તું શું કામ કરે છે ?–' રાજસેવક છું.' તારે તો એ તારે સરપખેલ જ છે. શાથી જે

[ ગાથા. ]

મદમાં ફૂલી, મધુમાં ડૂલી, ભૂલી ઊતાર, જીવ ખુએ
ન્રપસેવક, મ્હાવત ને ખેલાડી સરપનો, સઉ એ.

અહા ! આ તો એને રસ્તે પડ્યો. [ ફરી આકાશ ભણી દૃષ્ટિથી ] કેમ ભાઇ ! તેં શું કહ્યું ?–'આ કરંડિયામાં શું છે ?' ભાઇ ! એમાં મજ ગરીબની રોજી નાગદેવતા છે. શું કહ્યું ? ' મારે દરસન કરવાં છે.' ભાઇ ! માફ કર, અહીં રસ્તામાં નહિ; આવ પેલા ઘરમાં, જો દરસન કરવાની ઇચ્છા હોય તો. શું કહ્યું ?–' એ તો અમાત્યરાક્ષસનાં ઘર છે. આપણાથી ત્યાં જવાય નહિ '. તારે તો જા, ભાઇ, તું તારે મારગે. મારે તો નાગદેવતાના પરતાપે સરવે [6]દવાર ખુલ્લાં છે. અહા ! આ પણ થયો વદાય. [ સ્વગત ]

---

૧ (અ) જાદુઇ કુંડાળું; (આ) સપ્તાંગ રાજ્યનું મંડળ. ૨ (અ) ઝેર ઊતારનાર જડીબુટી અને તાવીજ; (આ) રાજકારભારનો સંચો. (અ) મંત્રવાદીએ સાધેલા મંત્ર; (આ) રાજ્યના મંત્રીએ મનમાં ધારેલી રાજકાજની ઘટના. ૪ રાજા. ૫ દાર. ૬ (અ) દ્વાર, બારણાં; (આ) રાજદરબાર.

અહો ! કેવું આશ્ચર્ય ! આમ ચંદ્રગુપ્તને જોઉં છું ને ચાણક્યનું બુદ્ધિબળ વિચારું છું, તો રાક્ષસનો પ્રયત્ન નિષ્ફળ દીસે છે; આમ મલયકેતુને જોઉં છું ને રાક્ષસનું યુક્તિકૌશલ્ય લક્ષમાં લેઉં છું, તો ચંદ્રગુપ્ત રાજ્યથી ભ્રષ્ટ શો દીસે છે. ખરે,

[ આખ્યાનકી. ]

કૌટિલ્યના બુદ્ધિગુણે જણાયે શ્રી મૌર્યની નિશ્ચળ સર્વથા એ;
અમાત્યના નીતિબળે મહા એ હાવાં 'પડી—આ પડી' એમ થાયે. ૩

આમ આ બે બુદ્ધિશાળી મંત્રીશ્વરોના વિરોધમાં રાજલક્ષ્મી સંશયથી જાણે મૂઝાઈ મરે છે.

[ રુચિરા. ]

ગજેન્દ્ર શા મદભર મંત્રિમુખ્ય બે
મહીતળે બળ અતુળે વઢી મરે;
તહીં બ્હીલી કરિણી શી રાજલક્ષ્મી તે
અનિશ્ચયે અતિ અટવાય છે ખરે.

હવે ત્યારે હું અમાત્યરાક્ષસને મળું. [ રાક્ષસના ઘર તરફ જાય છે. ]

[ એવે આસન ઉપર ચિંતાગ્રસ્ત સ્થિતિમાં બેઠેલો રાક્ષસ પ્રિયંવદક આદિ [1]પરિજન સાથે પ્રવેશ કરે છે. ]

**[ રાક્ષ૦ આંસુ સાથે ] અફસોસ !**

[ શાર્દૂલવિક્રીડિત. ]

જે નંદે નિજ શક્તિએ [2]અરિ સઊ દીધા શમાવી જ તે
દુર્દૈવે કરી કાળને મુખ જતાં સર્વેય [3]વૃષ્ણિ પડે,
વર્જી નીંદડી સર્જીને નવનવી નીતિની રેખા ચિતે
અંતે ચિંતવું ચિત્ર, ભોંય વણ તે હાવાં હવાઈ દીસે ! ૫

૧ સેવકો. ૨ દુશ્મન. ૩ જાદવો.

અથવા

ગાઢી ભક્તિ ભૂલી ન, લીન વિષયાનંદે વળી ના બની,
ભીતિ પ્રાણ તણી ધરી ન, ન કરી તૃષ્ણા પ્રતિષ્ઠા તણી,
સ્વીકારી સ્થિતિ તુચ્છ દાસની ય આ ખંતે રહ્યો છું મથી,
કે સંતોષિત થાય શત્રુવધથી [1]સ્વર્ગસ્થિતે ભૂપતિ. ૬

[ આકાશ ભણી દૃષ્ટિથી ] અફસોસ, દેવી લક્ષ્મી! તને જરા એ ગુણની બૂઝ નથી. બાકી કહે તો,

[ વસંતતિલકા. ]

આનંદકંદ નૃપ નંદ જ, તે વીસારી
કાં તેં કરી વૃષલ વેરવી સંગ યારી?
કાં રે તું [2]ગંધગજની મદપંક્તિ પેઠ
પામી ન નાશ ચપલે! ગજના સમેત? ૭

અને

[ શિખરિણી. ]

ગયા પૃથ્વીમાં શું સકળ કુળવંતા નૃપ મરી,
અહો હીણી! કે તું વૃષલ [3]વરણે હીન જ વરી?
ખરે, [4]ઇક્ષુ કેરી ચમરી સમ ડોલંત મનની
ત્રિયા રૂડા ભૂંડા ગુણ પુરુષના જોય જ નહિ. ૮

માટે હું ખરો કે કામ જ કેડી તારો કામ પ્રજાળું. [ વિચારપૂર્વક ] જોઈતી તજવીજ થઈ ગઈ છે. પુષ્પપુરથી નીકળી આવતાં પરમ સ્નેહી ચંદનદાસને ત્યાં મેં મારું કુટુંબ મૂક્યું છે તેથી, ખુદ રાજધાનીના અમારા મળતિયા જે મહારાજ નંદના આશ્રિતો, તેઓ ખાતરીથી સમજશે કે રાક્ષસ પુષ્પપુર લેવાના બેતમાં જ હામ ભેર ઘૂમે છે, અને એ સમજથી તેઓ પોતાના પ્રયત્નમાં મક્કમ રહેશે. વળી શકટદાસને અનર્ગળ ધન આપીને પાછળ રાખ્યો છે, તે ચંદ્રગુપ્તનો ઘાટ ઘડવા યોજેલા મારાને તથા વિષ દેનારાને સાધી રાખે છે અને પરપક્ષના કૃત્યોને ભંભેરી ઉશ્કેરે છે. ઉપરાંત જીવસિદ્ધિ આદિ મિત્રો કામે લાગી ગયા છે; તે શત્રુના પળ પળના સમાચાર મોકલે છે અને તેમના પક્ષનાને ફોડી મેળવી લે છે. ટૂંકામાં

૧ સ્વર્ગમાં રહ્યા રહ્યા એ. ૨ જેનાં કુંભસ્થળમાંથી તીવ્ર સુવાસવાળો મદ ઝરતો હોય એવો હાથી. ૩ નીચ વરણનો. ૪ શેલડી.

[ વસંતતિલકા. ]

પોષ્યો [1]સુપેર [2]સુતવત્સલ નંદ દેવે
તે તાતનું કુળ હણ્યું [3]સુતસાવજે જે,
તેનું હું બુદ્ધિશરથી હણું હૈયું હાવે,
જો આડું ઢાલ બની દૈવ અદેખું નાવે.[4] ૯

[ એવે કંચુકી જાજલિ પ્રવેશ કરે છે. ]

[ જાજ૦ ]

[ શાર્દૂલવિક્રીડિત. ]

કૌટિલ્યે હણી નંદને થિર પુરે થાપેલ છે મૌર્ય જે
તેને સંપ્રતિ મંત્રી જેમ મથવા [5]યુક્તિપ્રયુક્તિ સજે,
તે રીતે હણી કામ ધર્મ થિર જે થાપે બૂઢાપો ઉરે
તેને લોભ અથોભ બાર્ય મથવા સેવા સ્વીકારી કરે ! ૧૦

[ પરિક્રમણ કરી ] આ અમાત્યરાક્ષસ બિરાજે. [ પાસે જઈ ] પરમ કલ્યાણ, અમાત્યજી !–

[ રાક્ષ૦ ] નમસ્કાર, આર્ય । અરે પ્રિયંવદક ! આર્યને માટે આસન.

[ પ્રિયં૦ ] આ આસન. બિરાજિયે, આર્ય.

[ જાજ૦ આસને બેસી ) કુમાર મલયકેતુ વિનંતી કરે છે કે ‘ બહુ વખત થયાં ઉચિત આભૂષણ પણ આર્ય ધારણ કરતા નથી ને છેક અલંકાર રહિત રહો છો; તેથી મારું મન ઘણું દૂખાય છે. માટે જોકે સ્વામીના ગુણ સહસા વીસાર્યા વીસરાય નહિ, તોપણ આર્યે આ મારી પ્રાર્થના માન્ય રાખવી ઘટે છે. ’ [ આભૂષણ નજર કરે છે. ] આ અલંકાર કુમારે પોતાના અંગેથી ઊતારીને મોકલેલો છે, તે આપ ધારણ કરિયે.

[ રાક્ષ૦ ] આર્ય જાજલિ ! મારી વતી કુમારને [6]વિજ્ઞપ્તિ કરશો, કે કુમારશ્રીના ગુણની લ્હેમાં સ્વામીના ગુણ તો ક્યાં એ વીસરી ગયો છું. પરંતુ

૧ સારી રીતે. ૨ સંતાન ઉપર પ્યાર રાખનાર. ૩ વાઘ જેવો ક્રૂર પુત્ર. ૪ ન આવે. ૫ તરેહ તરેહની તદબીરો. ૬ વિનંતી.

[ શિખરિણી. ]

સુગાંગે[1] સોનાનું તમ [2]સુભગ સિંહાસન હજી
નથી થાપ્યું વૈરી દળી સકળ શૂરાતન સજી,
તહીં સુધી હીણી અરિકર રહી છક્કડ સહી
ઢીલાં આ અંગોની ઠકવક નહિ હું કરૂં કંઈ. ૧૧

[ જાજ૦ ] અમાત્યની નીતિએ કુમારને બધું એ સુલભ છે. માટે, લો, આ કુમારની પ્રથમ પ્રાર્થના માન્ય રાખો.

[ રાક્ષ૦ ] આર્ય ! તમારું વચન પણ કુમારના જેટલું જ [3]માનનીય છે. ભલે કુમારની આજ્ઞા પ્રમાણે કરો.

[ જાજ૦ આભૂષણ પહેરાવી ] પરમ કલ્યાણ, અમાત્યજી ! જાઉં છું.

[ રાક્ષ૦ ] નમસ્કાર, આર્ય !

[ જાજલિ જાય છે. ]

[ રાક્ષ૦ ] પ્રિયંવદક ! જો દ્વારે, અમને કોઈ મળવા ઇચ્છે છે ?

[ પ્રિયં૦ ] આજ્ઞા, અમાત્યજી ! [ જઈ વિરાધગુપ્તને જોઈ ] ભાઇ ! તમે કોણ છો ?

[ વિરા૦ ] ભાઇ ! હું સરપનો ખેલાડી છું. હું અમાત્યજીના આગળ સરપના ખેલ બતાવવા ઇચ્છું છું.

[ પ્રિયં૦ ] રહો, હું અમાત્યજીને જાહેર કરું. [ રાક્ષસ પાસે જઈ ] અમાત્યજી ! કોઈ સર્પનો ખેલાડી છે, તે અમાત્યજીના આગળ સર્પના ખેલ બતાવવા ઇચ્છે છે.

[ રાક્ષ૦ ડાબી આંખ ફરકતાં સ્વગત ] શું ? શુકનમાં જ સર્પદર્શન ! [ પ્રગટ ] પ્રિયંવદક ! સર્પના ખેલ જોવા અમને ઇચ્છા નથી. માટે એને રાજી કરી રજા આપ.

૧ અંગા ઉપરનો પાટલિપુત્રનો રાજમહેલ. ૨ સુંદર. ૩ માનવા જોગ.

[ **પ્રિયં૦** ] આજ્ઞા, અમાત્યજી ! [ વિરાધગુપ્ત પાસે જઈ બક્ષીસ ધરી ] ભાઇ ! અમાત્યજી તમારા સર્પખેલ જોતા નથી ને જોવાનું ફળ ફરમાવે છે.

[ **વિરા૦** ] ભાઇ ! અમાત્યજીને મારી વતી વીનવો કે હું કેવળ સરપનો ખેલાડી જ નથી, પ્રાકૃત કવિ પણ છું. તેથી જો મારા સરપખેલ જોવાની કૃપા ન કરો, તો અમાત્યજી આ મારી કવિતા જોવાની મ્હેર તો કરશો જ.

[ **પ્રિયં૦** પત્ર લેઈ રાક્ષસ પાસે જઈ ] અમાત્યજી ! સર્પનો ખેલાડી વિનંતી કરે છે કે 'હું કેવળ સર્પનો ખેલાડી જ નથી, પ્રાકૃત કવિ પણ છું. તેથી જો મારા સર્પખેલ જોવાની કૃપા ન કરો, તો અમાત્યજી આ મારી કવિતા જોવાની મ્હેર તો કરશો જ.

[ **રાક્ષ૦** પત્ર લેઈ વાંચે છે. ]

[ ગાથા. ]

સંચી સંચી રજ રજ કુસુમતણો રસ નિપુણપણે ભારે
નિજ મુખના ઉદ્‌ગારે ભ્રમર અરથ અવરનો સારે. ૧૨

[ વિચારપૂર્વક સ્વગત ] અહા ! 'હું કુસુમપુરની હકીકત જાણનાર આપનો બાતમીદાર છું' એમ આ ગાથાથી ગર્ભિત રીતે સૂચવ્યું છે. કામની વ્યાઈને લીધે અને જાસુસ અનેક હોવાને લીધે મને સાંભરતું નથી કે કોણ હશે એ ? હાંહાં, યાદ આવ્યું. એ તો ગારુડીના વેષમાં વિરાધગુપ્ત હોવો જોઇયે. [ પ્રગટ ] પ્રિયંવદક ! એ ભલે અંદર આવે; સારો કવિ જણાય છે. એની કૃતિ સાંભળીશું.

[ **પ્રિયં૦** ] આજ્ઞા, અમાત્યજી ! [ વિરાધગુપ્ત પ્રાસે જઈ ] આવો, ભાઇ, અંદર આવો.

[ **વિરા૦** પ્રવેશ કરી રાક્ષસને જોઈ સ્વગત ] અહા, સામા જ અમાત્યજી બિરાજે છે ને !

[ શાર્દૂલવિક્રીડિત. ]

એ મંત્રીશ્વરના જ [1]મંત્રબળથી ભારે છળીવીછળી
પાછું વાળી [2]વિલોકતી ધરી ગળે ડાબી ઢીલી બાંવડી,

---

[1] રાજ્યપ્રપંચની જુક્તિને લીધે. [2] જોતી.

સ્કંધે[1] મેલી છતાં બળે પડી જતી બાંહ્યે બીજીએ લૂલી
નિરાંતે નૃપ મૌર્યને હજુ ભજે ના રાજલક્ષ્મી વ્હીલી. ૧૩

[ પાસે જઈ પ્રગટ ] જય, જય અમાત્યજી !

[ રાક્ષ૦ જોઈ ] અહો વિરાધ—[ એટલું કહી એક ભૂલ છાવરતાં બીજી ભૂલ કરી ] પ્રિયંવદક ! અમે હવણાં સર્પખેલ જોઇયે છિયે. માટે પરિજન ભલે વિશ્રામ લે. તું પણ તારે કામે લાગ.

[ પ્રિયં૦ ] આજ્ઞા, અમાત્યજી ! [ પરિજન સાથે જાય છે. ]

[ રાક્ષ૦ ] અહો વિરાધગુપ્ત ! આવો, આ આસને બેસો.

[ વિરાધગુપ્ત આસને બેસે છે. ]

[ રાક્ષ૦ નિહાળી આંસુ ભરી આંખે ] અફ્સોસ ! મહારાજના ચરણ સેવનારની કેવી દુર્દશા ?

[ વિરા૦ ] અમાત્યજી શાને [2]શોચ કરો છો ? સ્વલ્પ સમયમાં હવે અમાત્યજીના પ્રતાપે અમે પૂર્વની અવસ્થાએ પ્હોચીશું.

[ રાક્ષ૦ ] કહો, મિત્ર, કુસુમપુરની શી હકીકત છે ?

[ વિરા૦ ] સાંભળિયે, અમાત્યજી ! ચાણક્યની મતિએ ચાલતા ચંદ્રગુપ્ત અને પર્વતેશ્વરનાં સૈન્યો પ્રલયકાળે મર્યાદા મૂકી ઊલટતા સાગર સરખાં ચડી આવે છે; ને શક, યવન, કિરાત, કાંબોજ, પારસીક, બાહ્લીક આદિ વીરો કુસુમપુરને ઘેરી લે છે.

[ રાક્ષ૦ ખડ્ગ ખેંચી આવેશથી ] અરે મારા જીવમાં જીવ છતાં કુસુમપુરને ઘેરનાર કોણ ? વિરાધગુપ્ત ! શું જુઓ છો ? વગરવિલંબે

[ શાર્દૂલવિક્રીડિત. ]

કોટે કોટ ઊભો ખિચોખિચ શરો વર્ષંત બાણાવળી;
દ્વારે દુશ્મનના [3]ગજેંદ્ર દળવા [4]મત્તેભ મંડો મળી;
ને જે દુર્બળ વૈરી નિર્ભય હણી વ્હાયે સુકીર્તિ રળી
તે જોદ્ધા મુજ સંગ જંગ રમવા હાવાં પડો નીકળી. ૧૪

---

૧ ખભે, ખાંધે. ૨ અફસોસ. ૩ મોટા હાથી. ૪ મસ્ત હાથી.

[ વિરા૦ ] શાંત થાઓ, અમાત્યજી, ગતકથા છે.

[ રાક્ષ૦ નિઃશ્વાસ મૂકી ] ખરે જ, ગતકથા છે ? અફ્સોસ, મેં તો જાણ્યું વર્તમાન છે. [ ખડ્ગ મૂકી દેઈ આંસુ સાથે ] અહા દેવશ્રી નંદ ! રાક્ષસ પ્રત્યે મહારાજનો અત્યંત કૃપાભાવ હજુ એ યાદ આવે છે. તે સમયે

[ સ્રગ્ધરા. ]

'જાળો જાળો ગજો, એ સઘન ઘન સમા મ્હાલતા મસ્ત આવે;
વાળો વાળો હયો, એ [1]જળનિધિજળ શા રેળ રેલી ડરાવે;
ખાળો ખાળો રથો, એ ધમધમ ધરણી ધમ્ધમાવી ધ્રૂજાવે;
ટાળો ટાળો, અરે એ ધસમસ ધસના કેર પાળા મચાવે.' ૧૫

[ ગાથા. ]

એ રીતે સંગ્રામે, મુજ રૂપ [2]સહસ્ર જેમ કંઇ હોયે,
તેમ પ્રભુ પાડવતા ઉપરાઉપરી હુકમ નેહે. ૧૬

[ વિરા૦ ] પછી પુષ્પપુરને શત્રુ ચોતરફથી ઘેરી બેઠેલા જોઈ, દિવસોના દિવસ ઘેરાની ભારે વિટમણા લોકોને શિર લંબાતી દેખી ન ખમાયાથી, તેવી સ્થિતિમાં મહારાજ સર્વાર્થસિદ્ધિ સુરંગમાં થઈ નગરવાસીની દાઝે તપોવનમાં જઈ રહ્યા. એટલે ધણી વિનાના આપણા સૈન્યનો ઉત્સાહ મંદ પડ્યો. તેથી નગર શત્રુના હાથમાં જતાં તેમણે ચંદ્રગુપ્તની દુવાઈ ફેરવી. તેમાં ભંગાણ પડાવવામાં અને બીજી રીતે સામા થવામાં નગરવાસી સામેલ થયા. તે સાહસો ઉપરથી તેમનાં મન વરતી લેઈ તમે નંદરાજ્ય ફરી સ્થાપન કરવાના અરૂથે સુરંગને મારૂગે બ્હાર નીકળી પડ્યા. ત્યારપછી ચંદ્રગુપ્તનો ઘાટ ઘડવા સારૂ તમે વિષકન્યા મૂકી હતી, તેણે બિચારા પર્વતેશ્વર માર્યા ગયા–

[ રાક્ષ૦ ] મિત્ર ! કેવું આશ્ચર્ય ! જુઓ તો ખરા,

[ શાર્દૂલવિક્રીડિત. ]

કર્ણે [3]શક્તિ [4]કિરીટીને જ હણવા રાખી હતી તે રીતે
મૂકી'તી વિષકન્યકા વૃષલના ઘાટે જ મેં જે જતે,

૧ સમુદ્ર. ૨ હજાર. ૩ સાંગ. ૪ અર્જુન.

તેણે, શક્તિ વડે ઘટોત્કચ પડે, માર્યો ગયો મિત્ર તે;
ને વિષ્ણુવત વિષ્ણુગુપ્ત શઠનો સ્હેજે સર્યો સ્વારથે! ૧૭

[ વિરા૦ ] અમાત્યજી! એમાં તમે શું કરો? દૈવને એમ ગમ્યું!

[ રાક્ષ૦ ] વારૂ પછી?

[ વિરા૦ ] એ રીતે પિતાનું ખૂન થયું, તેથી કુમાર મલયકેતુના મનમાં ભય પેઠો ને તેઓ પુષ્પપુર મૂકીને નાઠા. ત્યારે ચાણક્યે પર્વતેશ્વરના ભાઇ વૈરોચકને અર્ધું રાજ્ય આપવાનો વિશ્વાસ બેસાડી રોકી રાખ્યો. પછી 'નંદભવનમાં હવે ચંદ્રગુપ્ત પ્રવેશ કરનાર છે' એવી વાત તેણે પ્રથમ બ્હાર પાડી. તે પછી તે દુષ્ટે આખા નગરના સૂતારોને એકઠા કરી કહ્યું, કે 'આજ મધરાતે જોશીએ ચંદ્રગુપ્તને નંદભવનમાં પ્રવેશનું મુહૂર્ત આપ્યું છે, માટ પ્રથમ દ્વારથી માંડીને સમગ્ર રાજમહેલ શણગારી આપો.' ત્યારે સૂતારોએ વિનંતી કરી, કે 'ગુરુજી! મહારાજ ચંદ્રગુપ્ત નંદભવનમાં પ્રવેશ કરનાર છે એવી ખબર પડતાં જ ગજ્જર દારુવર્માએ આગમચથી સોનેરી કમાન વગેરે કાડમાડથી રાજમહેલનું પ્રથમ દ્વાર તો શણગારી રાખ્યું છે. હવે રાજમહેલ માત્ર માંહીના ભાગમાં શણગારવો રહ્યો છે, તે અમે કરી નાંખીશું.' તે વખતે, હુકમની પણ વાટ ન જોતાં ગજ્જર દારુવર્માએ રાજમહેલનું પ્રથમ દ્વાર શણગારી રાખ્યું, તેથી બહુ પ્રસન્ન થઈ દારુવર્માની હોશિયારીનાં વખાણ કરી દુષ્ટ ચાણક્યે કહ્યું:-'એને એ હોશિયારીનું ફળ [1]સત્વર મળશે.'

[ રાક્ષ૦ ફિકર સાથે સ્વગત ] એ દુષ્ટ પ્રસન્ન થવો કેવો? મને ભય રહે છે કે દારુવર્માની મહેનત નિષ્ફળ જશે, અથવા તો અવળી ફળશે. એને તે મૂર્ખ કહેવો કે ભક્તિઘેલો કહેવો? ચાણક્યના હુકમની વાટ જોવા ન રહી એ દુષ્ટના મનમાં પાકો વ્હેમ આણવાનું એણે કર્યું.

[ વિરા૦ ] પછી દુષ્ટ ચાણક્યે, 'આજે મધરાતના શુભ મુહૂર્તે ચંદ્રગુપ્ત નંદભવનમાં પ્રવેશ કરનાર છે' એવું [2]શિલ્પીઓને અને નગરવાસીઓને જણાવી રાખ્યું હતું, તે જ ક્ષણે ચંદ્રગુપ્તને અને પર્વતેશ્વરના ભાઇ વૈરોચકને એક જ સિંહાસને બેસાડી રાજ્યના ભાગીદાર બનાવ્યા.-

[ રાક્ષ૦ ] શું ત્યારે પર્વતેશ્વરના ભાઇ વૈરોચકને એણે પૂર્વે કબૂલેલું અર્ધું રાજ્ય આપ્યું?

---

૧ જલદી. ૨ કારીગર.

[ વિરા૦ ] હા, જી.

[ રાક્ષ૦ સ્વગત ] ખચીત, એણે પર્વતેશ્વરના વધનું કલંક ધોઈ નાંખવા ખાતર એ ખોટો ખેલ રચ્યો હશે, ને એમાં બિચારા વૈરોચકને પૂરો કરવાનો ઊંડો ઘાટ પણ ઊતાર્યો હશે. [ પ્રગટ ] પછી પછી ?

[ વિરા૦ ] પછી, ચંદ્રગુપ્ત મધરાતે નંદભવનમાં પ્રવેશ કરનાર છે એવું જોકે પ્રથમથી જાહેર કરી રાખ્યું હતું, તે છતાં વૈરોચકને દુષ્ટ ચાણક્યે આગળ કર્યો. તેને ન્હવરાવી ધોવરાવી ઉજ્જ્વળ મુક્તાફળ ટાંકેલાં રેશમી વસ્ત્ર શરીરે સજાવ્યાં હતાં; મણિમય મોળિયાના આંટા પર આંટા ભભકાભેર મસ્તકે લેવડાવ્યા હતા; અને વિશાળ [1]વક્ષસ્થળે ત્રાંસા ને ટેઢા સુવાસિત ફૂલના હાર પહેરાવ્યા હતા. જેણે સેંકડો વાર એને જોયો હોય તેઓથી પણ ઓળખ્યો ન જાય, એવો આ વખતે તેનો વેષ હતો. તરત જ, દુષ્ટ ચાણક્યે હુકમ કર્યો, કે ચંદ્રગુપ્તને ચડવાની હાથણી ચંદ્રલેખા હાજર થઈ; તે ઉપર બેસી મહારાજ નંદના રાજમહેલ તરફ વૈરોચક ચાલ્યો. ચંદ્રગુપ્તના [2]અનુયાયી રાજાઓ તેની પૂંઠે ચાલતા હતા. સવારી રાજમહેલ આગળ આવી પ્હોચી, એટલે તમે સાધી રાખેલા ગજ્જર દારુવર્માએ 'આ ચંદ્રગુપ્ત જ છે' એમ જાણી તેના માથે કમાન વછોડી નાંખવાની તૈયારી કરી. તે સમયે ચંદ્રગુપ્તના અનુયાયી રાજાઓ વાહન રોકી બ્હાર ઊભા રહ્યા. એ લાગ જોઈ તમે સાધી રાખેલા ચંદ્રલેખાના મહાવત બર્બરકે, સોનાના કમરબંદે લટકતી સોનાની છડીમાં ગુપ્તી ગુપ્ત રાખી હતી, તે કાઢવા છડી હાથમાં લીધી.

[ રાક્ષ૦ સ્વગત ] અફસોસ ! બેઉએ 'યત્ન કર્યો પણ યોગ ન જોયો[3] !'

[ વિરા૦ ] એટલે હાથણીએ જાણ્યું કે આ પૂંઠે છડીનો પ્રહાર કરશે; તેથી તેણે એકાએક ચાલ બદલી. તેને લીધે પ્રથમની ચાલની ગણતરીથી વછોડી નાંખેલી કમાન નિશાન ચૂકી કડકડ કરતી બર્બરક ઉપર આવીને પડી. તે બિચારો, હજુ તો છડીમાં રહેલી ગુપ્તી કાઢવામાં ગૂંથાયો હતો તેટલામાં, ચંદ્રગુપ્ત સમજી ઘાટ ઘડવા ધારેલા વૈરોચકને મારતા પહેલાં, પોતે જ કડકડતી કમાન નીચે ચગદાઈ ચૂરો થઈ ગયો. તે ક્ષણે દારુવર્માએ જોયું કે કમાન વછોડી નાંખતાં કરી મને હવે જીવતો મેલનાર નથી. તેથી, કમાન જેને આધારે ઊભી કરી હતી તે ઊંચા ચોકડા પર પહેલેથી પોતે બેઠો હતો

૧ છાતીએ. ૨ પૂંઠે સવારીમાં ચઢનારા. ૩ આ ચોપાઈનું ચરણ છે, તે લોકકવિતાની પંક્તિનું અનુકરણ છે.

ત્યાંથી, તેણે કમાનના લ્હોડાની કળ વતે જ બિચારા વૈરોચકને હાથણી ઉપર ને ઉપર ફૂટી નાંખ્યો.

[ રાક્ષ૦ ] અરર ! ચંદ્રગુપ્ત ન મૂઓ ને દૈવે વચ્ચેથી વૈરોચક તથા બર્બરકના જીવ લીધા ! એવડો અનર્થ થયો ! પછી ગજ્જર દારુવર્માનું શું થયું ?

[ વિરા૦ ] વૈરોચકની આગળ ચાલનારા પાળાઓએ એને પંચઇંટાળીએ પૂરો કરી દીધો.

[ રાક્ષ૦ આંસુ સાથે ] અરેરે ! એક સાચો સ્નેહી ખોયો ! અફ્સોસ ! વારૂ, વૈદ્ય અભયદત્તે શું કર્યું ?

[ વિરા૦ ] કંઇ એ અધૂરું ન રાખ્યું.

[ રાક્ષ૦ હર્ષ સાથે ] હેં ! ત્યારે દુરાત્મા ચંદ્રગુપ્ત મુઓ ?

[ વિરા૦ ] ના જી, દૈવજોગે ન મુઓ.

[ રાક્ષ૦ ખેદ સાથે ] ત્યારે શાના કહો છો, કે કંઇએ અધૂરું ન રાખ્યું ?

[ વિરા૦ ] એણે તો ખાસી રીતે ઝેરની ભૂકી મેળવી ચંદ્રગુપ્તનું ઓસડ કર્યું'તું. પણ દુષ્ટ ચાણક્યે તપાસી જોયું, તો સોનાની કટોરીનો રંગ બદલાયલો દીઠો. એટલે તેણે ચંદ્રગુપ્તને કહ્યું:–' વૃષલ ! આ ઓસડમાં ઝેર છે. પીતો માં.'

[ રાક્ષ૦ ] દુષ્ટ પાકો દેખું ! વારૂ, પણ એ વૈદ્યનું શું થયું ?

[ વિરા૦ ] એને એ ઓસડ પાયું, ને એના રામ રમી ગયા.

[ રાક્ષ૦ ખેદ સાથે ] અરેરે ! મહાભારત કામની ભાળવણીનો ભંડાર ભેળાઈ ગયો ! વારૂ શયનગૃહના ફરાસ પ્રમોદકના શા સમાચાર છે ?

[ વિરા૦ ] બીજાના કહ્યા તેવા.

[ રાક્ષ૦ ખેદ સાથે ] એમ કેમ ?

[ વિરા૦ ] એ મૂરખો તમે આપેલું ધન હાથમાં આવતાં મોજમજામાં પડયો ને ભારે ખરચથી રહેવા લાગ્યો. તેથી દુષ્ટ ચાણક્યે તેને પૂછ્યું, કે તારી પાસે આટલું બધું ધન કયાંથી ? ત્યારે તે બહુબોલી બોલ્યો. તે ઉપરથી દુરાત્મા ચાણક્યે તેને ભૂંડે મોતે મારી નંખાવ્યો.

[ રાક્ષ૦ ખેદ સાથે ] અમને જ ત્યારે દૈવે દગો દીધો ! વારૂ, પણ ચંદ્રગુપ્તને ઊંઘતાં પથારીમાં પૂરો કરવા અમે મૂકેલા બીભત્સક વગેરે મારા સુરંગને રસ્તે થઈને રાજમહેલના શયનગૃહની પડભીતમાં રહેતા હતા, તેમની શી હકીકત છે ?

[ વિરા૦ ] અમાત્ય ! કંઇ કહેવાની વાત નથી; બહુ ભૂંડી.

[ રાક્ષ૦ આવેગ સાથે ] શું, દુષ્ટ ચાણક્ય જાણી ગયો કે તેઓ ભીંતર છે ?

[ વિરા૦ ] એમ જ થયું. ચંદ્રગુપ્તના પ્રવેશ પહેલાં એ પોતે શયનગૃહ જોવા ગયો. તે વખતે ચારે કોર તપાસતાં તેણે ભીંતના એકાદ છિદ્રમાંથી ભાતના દાણા લેઈ નીકળતી કીડીઓની હાર દીઠી. એટલે જરૂર ભીંતર માણસ છે એવું કળી જઈ તેણે તે શયનગૃહ સળગાવી મૂક્યું. આગ પસરતાં ધૂમાડે આંખો પૂરાઈ જવાથી સુરંગનું બારણું બીડી રાખ્યું હતું તે જડયું નહિ, તેથી બીભત્સક આદિક બધા એ માંહી ને માંહી બળીને ખાખ થઈ ગયા.

[ રાક્ષ૦ આંસુ સાથે ] દુરાત્મા ચંદ્રગુપ્તનો દહાડો કેવો ઘેર છે !

[ શાર્દૂલવિક્રીડિત. ]

મૂકી મેં વિષકન્યકા વૃષલના ઘાટે જ તેણે, જુઓ,
નીમે ભાગ પડાવનાર ઊલટો શૈલેશ મોહી મુઓ;
તે તે શસ્ત્ર રસે જ ઘાત ઘડતાં માર્યા ગયા તે નરો;
જે જે હું કરૂં, મૌર્યને જ સવળાં તે તે ફળે છે ફળો! ૧૮

[ વિરા૦ ] તથાપિ આદરેલું મૂકી દેવાતું નથી. જુઓ,

[ વસંતતિલકા. ]

આરંભ ના અધમ વિઘ્નભયે કરે છે;
ને આળી વિઘ્ન વચ્ચે મધ્યમ મૂકી દે છે;
વિઘ્નો પરંતુ નડતાં ય ફરી ફરીને;
મૂકી ન દે જ નર ઉત્તમ આદરીને. ૧૯

[ રાક્ષ૦ ] મિત્ર, એમ જ છે—આદરેલું મૂકી દેવાતું નથી—તમે જુઓ છો. હાં, પછી ?

[ વિરા૦ ] તે પછી દુષ્ટ ચાણુક્ય ચંદ્રગુપ્તના રક્ષણાર્થે હજાર ગણો જાગૃત રહેવા લાગ્યો; અને 'આવું આવું કરનાર તે ફલાણા ફલાણા છે' એ બધાનો પત્તો કાઢી કુસુમપુરમાં રહેતા આપના તનના માણસોને શોધી શોધી એણે શિક્ષા કરવા માંડી.

[ રાક્ષ૦ આવેગથી ] હેં હેં ! કોને કોને શિક્ષા કરી ?

[ વિરા૦ ] પ્રથમ તો ક્ષપણક જીવસિદ્ધિને દેશપાર કર્યો.

[ રાક્ષ૦ સ્વગત ] આંહ, એ વાતનું દુઃખ ઓછું છે. જેને ખોવાનું નથી, તેને રોવાનું નથી. [ પ્રગટ ] મિત્ર ! શો આરોપ મેલીને દેશપાર કર્યો ?

[ વિરા૦ ] પર્વતેશ્વરને એણે રાક્ષસની પ્રેરણાથી વિષકન્યા વડે મારી નાંખ્યા, એવો આરોપ મેલીને.

[ રાક્ષ૦ સ્વગત ] ઠીક ! કૌટિલ્ય, એ પણ ઠીક ! તેં

[ ગાથા. ]

નિજ આળ ટાળ્યું, અમ શિર ઢોળ્યું, હર્યું ભાગિયાનું સાલ વળી,
નીતિતણું તુજ એક જ બીજ રહે ફળ અનેક ફળી ! ૨૦

[ પ્રગટ ] હાં, પછી ?

[ વિરા૦ ] પછી, 'આણે રાક્ષસની પ્રેરણાથી ચંદ્રગુપ્તનો જીવ લેવા દારુવર્મા આદિકને યોજ્યા હતા.' એવા ઢંઢેરાથી શકટદાસને શૂળીએ દીધો.

[ રાક્ષ૦ આંસુ સાથે ] અફસોસ ! અફસોસ ! અઘટતે મોતે મૂઓ રે ભાઇ શકટદાસ ! અથવા તું તો સ્વામીના કાર્યમાં કામ આવી જીતી ગયો. અમે જ જીવતર હાર્યાં, જે તેમનું જડમૂળ જતાં એ કાળા કરિયે છિયે.

[ વિરા૦ ] અમાત્યજી ! એમ માં બોલો, સ્વામીનું કાર્ય સાધવું છે, તે માટે જ તમે આ પાખળિયાં મારો છો.

[ રાક્ષ૦ ] મિત્ર !

[ અનુષ્ટુભ. ]

વળગી રહીં સ્વામીના કાર્યને ના, સ્વકાયને,
કૃતઘ્ન બનીને દેવ વાંસે જૈયે નહિ અમે ! ૨૧

[ **વિરા૦** ] નહિ, અમાત્યજી એમ માં બોલો.

[ અનુષ્ટુભ. ]

વળગી રહીં સ્વામીના કાર્યને, ના સ્વકાયને,
કૃતઘ્ન બનીને દેવ વાંસે જાઓ નહિ તમે. ૨૨

[ **રાક્ષ૦** ] મિત્ર ! ચાલો, કહો, મિત્રોના બીજા પણ માઠા સમાચાર સાંભળવા હું સજ્જ છું.

[ **વિરા૦** ] એ સ્થિતિ જોતાં જ દૃઢસ્નેહી ચંદનદાસે અમાત્યના કુટુંબને બીજે કહીં મોકલાવી દીધું.

[ **રાક્ષ૦** ] મિત્ર, ચાણક્ય મહાક્રૂર છે; એ દુષ્ટ વિરુદ્ધ એણે આ પગલું ભર્યું તે ખોટું કર્યું.

[ **વિરા૦** ] અમાત્ય ! [1]મિત્રદ્રોહનું કાર્ય વધારે ખોટું, નહિ શું ?

[ **રાક્ષ૦** ] પછી પછી ?

[ **વિરા૦** ] પછી દુષ્ટ ચાણક્યે તેમને તેડાવી અમાત્યનું કુટુંબ સોંપી દેવા કહ્યું. તે જ્યારે તેમણે ન કર્યું, ત્યારે ભારે ક્રોધ કરી તે દુષ્ટે ચંદનદાસને–

[ **રાક્ષ૦** આવેગ સાથે ] હેં હેં ! મારી નંખાવ્યા ?

[ **વિરા૦** ] મારી તો ના નંખાવ્યા, પણ માલમતા જપ્ત કરી બાયડી છોકરા સાથે કેદમાં નાંખ્યા.

[ **રાક્ષ૦** ] ત્યારે મહાસંતોષથી શાના કહો છો કે રાક્ષસના કુટુંબને બીજે કહીં મોકલાવી દીધું ? એમ કહો ને કે સકુટુંબ રાક્ષસ જ કેદમાં પૂરાયો !

[ એવે પડદો ખસેડી પ્રિયંવદક એકાએક પ્રવેશ કરે છે. ]

[ **પ્રિય૦** ] જય જય, અમાત્યજી ! શકટદાસ દ્વારે ઊભા છે.

[ **રાક્ષ૦** ] સાચે જ !

---

1 મિત્ર પ્રત્યે બેવફાઈ.

[ પ્રિય૦ ] અમાત્યજીના ચરણ સેવનારે અસત્ય કહ્યું જાણ્યું છે ?

[ રાક્ષ૦ ] મિત્ર વિરાધગુપ્ત ! આ શું ?

[ વિરા૦ ] અમાત્યજી ! દૈવ રાખે તેને કોઈ ના ચાખે, તેના વાળી વાત છે.

[ રાક્ષ૦ ] પ્રિયંવદક ! સાચે જ શકટદાસ દ્વારે ઊભો છે, તો વાર શા માટે કરે છે ? સત્વર અંદર આવવા દે.

[ પ્રિય૦ ] આજ્ઞા, અમાત્યજી ! [ જાય છે. ]

[ પછી શકટદાસ અને તેની પૂઠે સિદ્ધાર્થક પ્રવેશ કરે છે. ]

[ શક૦ સ્વાગત ]

[ શાર્દૂલવિક્રીડિત. ]

ભાળી શળી મહીતળે વૃષલની સત્તા શી રોપાયલી,
વૈરીની [1]પ્રભુતા સરીખી વધની માળા ય ધારી વળી,
[2]સ્વામિભ્રંશ સમો ભૂંડો વળી પડો મૃત્યુતણો સાંભળી,
છાતી ફાટી ન હોય આ ફરી ફરી ધાએ રીઢાઈ રળી ! ૨૩

[ રાક્ષસને જોઈ હર્ષ સાથે ] અહો અમાત્યરાક્ષસ સન્મુખ જ છે !

[ અનુષ્ટુભ. ]

નવે નંદ થતાં ક્ષીણ ખંતે [3]અક્ષીણ ભક્તિથી
ભક્તરત્ન જ એ આજે રાજકાજે રહ્યા મથી ! ૨૪

[ પાસે જઈ ] જય જય, અમાત્ય !

[ રાક્ષ૦ હર્ષભેર ] આવ, આવ, મિત્ર શકટદાસ, આપણે ભેટિયે. ભલું ભાગ્ય કે કૌટિલ્યના પંજામાં પડ્યા છતાં એ તને હું જોવા પામું છું. [ ભેટીને ] બેસ આ આસને.

[ શક૦ ] આ બેસું, અમાત્ય. [ બેસે છે. ]

[ રાક્ષ૦ ] મિત્ર શકટદાસ ! કોણે તને ઊગારી મારા મનને આ આનંદ ઊપજાવ્યો !

---

૧ અમલ, આણ. ૨ નંદોનો વિનાશ. ૩ ક્ષીણ ન થયેલી, પૂરેપૂરી.

[ **શક૦** સિદ્ધાર્થક ભણી આંગળી કરી ] આ પ્રિયમિત્ર સિદ્ધાર્થકે મારાને નસાડી મૂકી મને વધસ્થાનથી છોડાવી આણ્યો.

[ **રાક્ષ૦** હર્ષ સહિત ] ભાઇ સિદ્ધાર્થક! તેં જે મારૂં પ્રિય કર્યું છે તેનો કહેવું જોઈયે, કે પૂરો બદલો વાળ્યો જાય એવો નથી. તથાપિ લે આ. [ એમ કહી અંગ ઉપરનું આભૂષણ ઊતારીને આપે છે. ]

[ **સિદ્ધા૦** લેઈ પગે પડતાં ] અમાતજી! હું અહીં પહેલો જ પગ મૂકું છું, ને મારે કોઇનું ઓળખાણ નથી કે તેને અમાતજીની પરસાદી સોંપી નચિંત થાઉં. તેથી આ મુદ્રિકાની મહોરછાપથી અમાતજીના ભંડારમાં હું એ મૂકવા માગું છું. જારે મારે જોઇશે, તારે લેઈશ.

[ **રાક્ષ૦** ] ભલે, એમાં શી હરકત છે? શકટદાસ! એમ કરવું.

[ **શક૦** ] જેવી અમાત્યની આજ્ઞા. [ મુદ્રિકા જોઈ એક પાસે ] અમાત્ય! આ મુદ્રિકા તો તમારા નામની છે.

[ **રાક્ષ૦** જોઈ સ્વગત ] સાચે, હું નગર છોડી નીકળ્યો, ત્યારે મન-રમાડો કરવા બ્રાહ્મણીએ મારી પાસેથી લીધી હતી, તે જ આ મુદ્રિકા. એ આ સિદ્ધાર્થકના હાથમાં શી રીતે આવી? [ પ્રગટ ] ભાઇ સિદ્ધાર્થક! તારી પાસે આ મુદ્રિકા ક્યાંથી?

[ **સિદ્ધા૦** ] અમાતજી! કુસમપુરમાં શેઠ ચંદનદાસ ઝવેરી છે, તેના બારણા આગળથી મને તો એ જડી છે.

[ **રાક્ષ૦** ] બરાબર.

[ **સિદ્ધા૦** ] કેમ, અમાતજી! બરાબર કેમ?

[ **રાક્ષ૦** ] મહા ધનવાનના ઘરના બારણામાં પડીઆખડી આવી વસ્તુ જડી આવે.

[ **શક૦** ] મિત્ર સિદ્ધાર્થક આ મુદ્રિકા તો અમાત્યજીની છે; આપ એ એમને. અમાત્યજી તને સાટે પુષ્કળ ધન આપી સંતોખશે.

[ **સિદ્ધા૦** ] અરે ભાઇ! અમાતજી આ શીકારવાની કૃપા કરે તેથી વળી મારે મન બીજો કેવો સંતોક? [ મુદ્રા આપે છે. ]

[ **રાક્ષ૦** ] મિત્ર શકટદાસ! એ મુદ્રિકા તારે લખાવટના કામમાં વાપરવી.

[ શક૦ ] બહુ સારૂં.

[ સિદ્ધા૦ ] અમાતજી ! મારે એક અરજ ગુજારવાની છે.

[ રાક્ષ૦ ] બેલાશક કહે, ભાઇ.

[ સિદ્ધા૦ ] અમાતજી જાણો છો કે દુષ્ટ ચાણુક્યનો હું અપરાધી થયો છું, એટલે કુસમપરમાં હવે હું પગ મૂકી શકું એમ નથી. તેથી અમાતજીના ચરણારવંદ શેવવા ઇચ્છું છું.

[ રાક્ષ૦ ] ભલે, ભાઇ. અમને એ રુચતી વાત છે- તારી ઇચ્છા શી હશે તે જાણવામાં ન હોવાથી સંકોચાઈને જ અમે તને વિવેક કર્યો ન હતો.

[ સિદ્ધા૦ હર્ષ સહિત ] મોટી કૃપા.

[ રાક્ષ૦ ] મિત્ર શકટદાસ, જો, સિદ્ધાર્થકના ઊતારા વગેરેનો બંદોબસ્ત કર.

[ શક૦ ] કરૂં. [ સિદ્ધાર્થક સાથે જાય છે. ]

[ રાક્ષ૦ ] મિત્ર વિરાધગુપ્ત, તમારી હકીકત પૂરી કરો. આપણે રાજ્યમાં ફાટફૂટની ખટપટ કરિયે છિયે, તે ફાવે છે ?

[ વિરા૦ ] હા જી, ફાવે છે. એ તો જગજાહેર છે, કે

[ રાક્ષ૦ ] મિત્ર ! શું જગજાહેર છે ?

[ વિરા૦ ] કુમાર મલયકેતુ ભાગી ગયાની વાતથી ચંદ્રગુપ્ત ચાણુક્ય ઉપર રોષે ભરાયો છે. વળી આ તો હું મારા પોતાના અનુભવથી કહું છું, કે ચાણુક્ય પણ વિજયના મદમાં આડો પડી તે તે આજ્ઞા ભંગ કરી ચંદ્રગુપ્તની અપ્રીતિમાં વધારો કરે છે.

[ રાક્ષ૦ હર્ષ સહિત ] વિરાધગુપ્ત, આ ને આ ગારુડીના વેષે જાઓ પાછા પુષ્પપુર; અને ત્યાં મારો મિત્ર વૈતાલિક સ્તવકલ રહે છે તેને મારા નામથી કહો, કે ચાણુક્ય આડો પડી આજ્ઞા ભંગ કરે તે તે પ્રસંગે ચંદ્રગુપ્તને પોરસ ચઢાવે એવી કવિતાથી તારે ઉશ્કેરવો, અને તેનો જે પરિણામ આવે તે અમને બહુ ગુપ્ત રીતે કરભક દ્વારા કહાવવો.

[ વિરા૦ ] આજ્ઞા, અમાત્યજી. [ જાય છે. ]

[ **પ્રિયં૦** પ્રવેશ કરી ] જય જય, અમાત્યજી! શકટદાસ અમાત્યજીને વીનવે છે, કે 'આ ત્રણ ઉત્તમ આભૂષણ વેચાય છે, તે અમાત્યજી નજર તળે કાઢશો.'

[ **રાક્ષ૦** જોઈ સ્વગત ] અહો. આભૂષણ બહુ મૂલ્યવાન છે! [ પ્રગટ ] ભાઇ! શકટદાસને કહે કે વેચનારનું મન મનાવી રાખી લેવાં.

[ **પ્રિયં૦** ] આજ્ઞા, અમાત્યજી. [ જાય છે. ]

[ **રાક્ષ૦** ] હવે ત્યારે હું કરભકને પુષ્પપુર મોકલું. [ ઊઠીને ] અહા, દુષ્ટ ચાણક્ય અને ચંદ્રગુપ્ત લડી જૂદા પડે, તો કેવો તાલ આવે! અથવા

[ શાર્દૂલવિક્રીડિત. ]

વર્તે સૌ શિર મારી આણ, મદ એ છે મૌર્યમાં સંચર્યો;
કીધો છે નૃપ મેં જ આ, પવન એ ચાણક્યમાં છે ભર્યો;
પામ્યો છે અવ રાજ્ય એક, ત્યમ છે બીજો પ્રતિજ્ઞા તર્યો,
હાવાં સ્વારથ પીટી ફાટફૂટના ફૂટયા લહું અંકુરો. ૨૫

[ જાય છે. ]

# મેળની મુદ્રિકા.

## અંક ૩.

[ કંચુકી વૈહીનરિ પ્રવેશ કરે છે. ]

[ વૈહી૦ ] અરે [1]તૃષ્ણા ! તું આ શરીરનો ખ્યાલ છોડ, બાપુ !

[ શાર્દૂલવિક્રીડિત. ]

પોખી રૂપ રસાદિ પંચ વિષયે જે ઇંદ્રિયોએ તને,
તે સર્વે સબળી પડી જ અચકી, ના અર્થ એકે સરે;
[2]બંધાયેલ જ સૂત્રતંતુ થકી આ અંગે કશું ના કરે;
હાવાં છે વલખાં વૃથા જ; પગ, જો, રોપ્યો [3]જરાએ શિરે. ૧

ચાલ, રામ. આજ્ઞા થઈ છે તે ઊઠાવ્યા વગર કંઈ સિદ્ધિ છે ? [ પરિક્રમણ કરી આકાશ ભણી જોઈ ] અહો સુગાંગ મહેલના સેવકો ! શુભનામી મહારાજા ચંદ્રગુપ્તની આજ્ઞા છે, કે 'આજે [4]કૌમુદીમહોત્સવનો હુકમ આપ્યો છે તેની ધામધૂમ પુષ્પપુરમાં કેવા ઠાઠથી કરવામાં આવી છે, તે અમે જોવા ઇચ્છિયે છિયે. માટે મહેલના મજલા ઠીકઠાક કરી રાખવા.' [ ફરી આકાશ ભણી જોઈ ] અરે શું કહો છો ? 'મોટા ! કઉમદી મહોચ્છવની મના થઈ છે ને. શું મહારાજના જાણવામાં નથી એ ?' અરે ! તમારે આવું ડહાપણ ડોળવાનું અને મોત માગી લેવાનું શું કારણ છે ? તમારૂં ભાગ્ય પરવાર્યું છે કે શું ? બસ વગરવિલંબે

[ શાર્દૂલવિક્રીડિત. ]

મ્હેકી ધૂપ રહો મનોહર, શીળા બ્હેકી રહો હાર, ને
ચારૂ ચામર ચંદ્રનાં કિરણ શા લ્હેકી રહો આ પળે;
ને સિંહાસન ધારી ધારી ધરણી [5]મૂઝાય તે કારણે
હેલી ચંદનનીરની [6]સુમન શું રેલી રહો ભૂતળે. ૨

---

૧ સ્વામીને સારી સેવાથી ખુશ કરવા વગેરેની લાલસા. ૨ કાચા સૂતરને તાંતણે બંધાયલાં, પરમ આધીન. ૩ ઘડપણ. ૪ કાર્તિકી પૂનમનો ઉત્સવ. ૫ મૂર્છિત બને. ૬ ફૂલ.

[ ફરી આકાશ ભણી જોઈ ] કેમ, શું કહો છો ? 'આ કરિયે, બાપજી, મહારાજની આગન્યા પરમાણે આ કરિયે.' અરે ભાઇઓ ! ઝટ કરો, ઝટ કરો. મહારાજા ચંદ્રગુપ્ત તો આ આવ્યા. જુઓ.

[ શિખરિણી. ]

ઘણી ઘાંટીઘૂંટી મહીં નવ ડગી [1]પ્રૌઢ ગુરુએ
કસેલાં અંગોએ દૃઢ ધરી [2]ધુરા રાજ્ય તણી, તે
ઊપાડી લેઈ આ નૃપ અણુપલોટ્યા નવ વયે
મનસ્વી ના લેશે [3]સ્ખલન, [4]લવ ના કે શ્રમ લહે. ૩

[ નેપથ્યમાં ] ઘણી ખમ્મા, મહારાજાધિરાજ ! ઘણી ખમ્મા.

[ એટલે પ્રતીહારી શોણોત્તરા સાથે રાજા ચંદ્રગુપ્ત પ્રવેશ કરે છે. ]

[ ચંદ્ર૦ સ્વગત ] રાજધર્મ પાળવા ને રાજ્ય કરવું, એ તો ખરે મહા [5]વિકટ કામ છે.

[ શિખરિણી. ]

નરેશે વીસારી નિજ હિત પ્રજાર્થે જ મથવું;
પ્રજા પોખ્યા પાખે 'નૃપ' પદ નથી સાર્થક થવું.
પ્રજા કેરૂં નિત્યે હિત [6]અવશ ચિત્તે ચિંતવવું,
સુખસ્વપ્ને શાનું પરવશપણે તે પ્રભવવું ? ૪

વળી [7]આત્મસંપત્તિવાળા રાજાને પણ રાજલક્ષ્મી રીઝાવી રાખવી સહેલ નથી.

[ શાર્દૂલવિક્રીડિત. ]

[8]ઉવેખે અણુરાગથી કડકને, લેખે નહિ નર્મને,
વરૂજે સાહસશૂરને ડરી ડરી, [9]તરૂજે હસી ભીરુને,
રૂઠે વિદ્યાપ્રિયથી રૂઠી [10]મનમઠી, તૂઠે ન [11]નિર્વિઘ્નને;
લક્ષ્મી રીઝવવી છકેલ ગણિકા જેવી જ મુશ્કેલ છે. ૫

૧ પુખ્ત. ૨ ધૂંસરી. ૩ ઠોકર. ૪ લગાર. ૫ કઠણ. ૬ પરાધીન. ૭ રાજનીતિમાં કહેલા રાજાના સદ્ગુણ; જુઓ કા. ની. સા. ૧।૭।૧૫।૨૧. ૮ નિંદે. ૯ તિરસ્કાર કરે. ૧૦ ઊંચું મન રાખીને. ૧૧ નિરક્ષર, અભણ.

તેમાં વળી ગુરુશ્રીએ એવી આજ્ઞા કરી છે, કે 'તારે કાંઇક કાળ સ્વતંત્રપણે વર્તવું.' એ મને એટલું તો અકારૂં લાગે છે, કે મારા મનને પૂછ્યું જોઇયે છે. છતાં એ પાપ મારે વ્હોરવું પડ્યું છે. બાકી ગુરુશ્રીના ઉપદેશે બુદ્ધિને સંસ્કાર નિરંતર મળ્યો જવાના લાભ સાથે અમે સદૈવ સ્વતંત્ર જ છિયે. કેમ જે

[ હરિણી. ]

ન જ વિચરતાં રૂડે મારગે નડે ગુરુ શિષ્યને;
[1]કુપથ થકી તે રોકે ચૂકી જતાં જ ભવિષ્ય ને;
[2]વિનય પ્રિય છે જેને, તે તો સદૈવ સ્વતંત્ર છે;
અધિક અમને વ્હાલો લેશે ન [3]તંત્ર [4]અતંત્ર છે.

[ પ્રગટ ] આર્ય વૈહીનરિ ! ચાલો સુગાંગ મહેલે.

[ વૈહી૦ ] પધારિયે મહારાજ. [ પરિક્રમણ કરી ] આ સુગાંગ મહેલ. આસ્તે ઉપર ચઢિયે.

[ ચંદ્ર૦ મહેલ ઉપર ચઢી ચારે તરફ જોઈ ] અહો શરદ ઋતુને લીધે જામેલી શોભાએ કરીને દિશાઓ શી રમણીય લાગે છે !

[ શિખરિણી. ]

નભે ન્હાના ન્હાના ધવળ ઘનના બેટ વિખરે;
ન લેખ્યાં લેખાતાં [5]ભગણ કુમુદો સુંદર તરે;
અનેરા ઉલ્લાસે મધુર સુરથી સારસ હરે;
અહા શી આ આઠે [6]દિશ સરિત વાધે અવ ખરે ! ૭

વળી

[7]પ્રવૃત્તિ [8]ઉન્માર્ગે જળ તણી સઘળી ગઈ ટળી;
[9]કલાપી કેરો એ [10]ઘનમદ ગયો કેવળ ગળી;
નમ્યો [11]શાલીફાલે અવલ નવલી [12]રિદ્ધી જ રળી;
અહો ! શી નીતિની અરપી શરદે શીખ સઘળી ! ૮

૧ ખરાબ રસ્તો. ૨ મર્યાદા. ૩ કારભાર. ૪ સ્વચ્છંદી, નિરંકુશ. ૫ નક્ષત્ર રૂપી પોયણાં. ૬ દિશા રૂપી નદીઓ. ૭ ગતિ. ૮ આડે રસ્તે. ૯ મોર. ૧૦ (અ) વર્ષાકાળનો મદ; (આ) ઘણો મદ. ૧૧ ડાંગરનો ફાલ. ૧૨ પુષ્કળ પાકની સમૃદ્ધિ.

ત્યમ વળી

[ વસંતતિલકા. ]

ઝાઝેરી [1]સિંધુપતિને [2]દયિતા વિચારી
[3]રાગે ભરાઈ હતી જે [4]સુરસિંધુ ભારી,
તેને [5]પ્રસન્ન કરી [6]માન મનાવી કોડે
દૂતી [7]કૃતી શરદ આ પતિ સંગ જોડે. ૯

[ આસપાસ દૃષ્ટિ કરી ] પણ આ શું? કુસુમપુરમાં કૌમુદીમહોત્સવની ધામધૂમ તો કહીં એ દેખાતી નથી! આર્ય વૈહીનરિ! અમારી આજ્ઞા પ્રમાણે કૌમુદીમહોત્મવનો ઢંઢેરો નગરમાં ફેરવ્યો હતો?

[ **વૈહી૦** ] રાજાધિરાજ! ફેરવ્યો હતો ને.

[ **ચંદ્ર૦** ] શું ત્યારે નગરવાસીએ આણની [8]અવગણના કરી?

[ **વૈહી૦** કાનમાં આંગળીઓ ઘાલી ] હરિહરિ! એ શું બોલ્યા રાજાધિરાજ? સારી પૃથ્વીમાં જેની અવગણના થઈ નથી, તે આણની અવગણના નગરવાસી કરે એ કેમ બને?

[ **ચંદ્ર૦** ] ત્યારે શા માટે અદ્યાપિ કૌમુદીમહોત્સવ નગરમાં મચ્યો નથી?

[ સ્રગ્ધરા. ]

પૂરા પ્રીતિપ્રપંચે નિપુણ રસશૂરા રંગીલા ધૂર્ત સંગે
[9]શ્રોણીના ભારી ભારે ડગમગ ગણિકા કાંય મ્હાલે ન રંગે?
રિદ્ધી નિઃશંક ચિત્તે નિજ નિજ જણવી [10]સ્પર્ધતા, [11]વાસશૃંગે
શ્યામા શું ચંદ્નીમાં પુરજન નવ કાં મોજ માણે ઉમંગે? ૧૦

[ **વૈહી૦** ] મહારાજ, એ તો

[ **ચંદ્ર૦** ] શું 'એ તો' તે?

---

૧ નદીઓનો સ્વામી સમુદ્ર. ૨ વ્હાલી. ૩ પાણીનું કિંવા ચિત્તનું ડોળાવું તે. ૪ ગંગા. ૫ પાણી કિંવા ચિત્ત નિર્મળ થવું તે. ૬ નદીનું પાત્ર કિંવા રૂસણું. ૭ ફત્તેહમંદ. ૮ અનાદર, તિરસ્કાર. ૯ પૂંઠ. ૧૦ સરસાઈ કરતા. ૧૧ હવેલીઓની ટોચે.

[ વૈહી૦ ]—રાજાધિરાજ, આ

[ ચંદ્ર૦ ] અરે સ્પષ્ટ કહી દો; શા લોચા વાળો છો, આર્ય !

[ વૈહી૦ ]—કૌમુદીમહોત્સવની મના કરી છે.

[ ચંદ્ર૦ ક્રોધ સાથે ] આહ ! કોણે અમારા ઉપરાંત થઈ મના કરી ?

[ વૈહી૦ ] મહારાજ, વધારે કહેતાં મારી જીભ ઊપડતી નથી.

[ ચંદ્ર૦ ] અરે આ અત્યંત રમણીય, નેત્રને કૃતાર્થ કરનારો મહોત્સવ ગુરુશ્રી ચાણક્યે તો અટકાવ્યો નહિ હોય ?

[ વૈહી૦ ] રાજાધિરાજ, કોણ બીજો જીવ વ્હાલો કરી મહારાજની આજ્ઞા લોપે ?

[ ચંદ્ર૦ ] શોણોત્તરા ! બેઠક ક્યાં રાખી છે !

[ શોણો૦ ] બિરાજિયે, મહારાજ, આ સિંહાસને.

[ ચંદ્ર૦ આસને બેસી ] આર્ય વૈહીનરિ ! ગુરુશ્રી ચાણક્યને જોવા ઇચ્છું છું.

[ વૈહી૦ ] આજ્ઞા, રાજાધિરાજ. [ જાય છે. ]

[ પછી પોતાના ઘરમાં બેઠેલો ક્રોધયુક્ત [1]વિચારગ્રસ્ત ચાણક્ય પ્રવેશ કરે છે. ]

[ ચાણ૦ ] હૂં ! દુરાત્મા રાક્ષસ મારી સ્પર્ધા કરવાનું કરે છે !

[ શિખરિણી. ]

'ખીજી છંછેડાયા વિષધર પડે નંદકુળને
હણીને કૌટિલ્યે ધરણિપતિ કીધો વૃષલને,
હરે શ્રી તે રીતે હું પણ બળથી ચંદ્ર તણી' તે
વિચારે મારી એ મતિ મૂંઝવવાને અવ મથે ! ૧૧

[ આકાશ ભણી દૃષ્ટિ કરી ] અરે રાક્ષસ ! મૂકી દે આ તારી ખોટી ખટપટ. જો,

[ પ્રહર્ષણી. ]

ન્હોયે આ વૃષલ [2]અમાત્યતંત્રી નંદ
લક્ષ્મીના અતિ મદથી બનેલ અંધ.

૧ વિચારમાં પડેલો. ૨ પ્રધાન ઉપર જેનો બધો એ આધાર હોય એવો.

કૌટિલ્યે નથી જ તું; માત્ર [1]સાસ્ય માંહે,
જાગ્યું જે તુજ નૃપ સંગ વૈર, છે એ.

[ વિચારી ] અથવા આ બાબતમાં મારે ઝાઝો ઊધરાવો રાખવા જેવું નથી.

[ શાર્દૂલવિક્રીડિત. ]

કેતુને મુજ કૃત્ય કૃત્રિમ મિષે ઘેરી રહ્યા છે સહી;
કામે લાગી ગયેલ છે [2]પ્રણિધિઓ સિદ્ધાર્થ આદિ લઈ.
હાવાં ચંદ્ર થકી કૂડા કલહના ખેલે જ રૂડી રહી;
સાધું રાક્ષસને હું [3]ભેદ વિધિએ વૈરીથી ભેદી દઈ. ૧૩

[ બીજી તરફ કંચુકી વેહીનરિ પ્રવેશ કરે છે. ]

[ **વૈહી૦** ] સેવા મહા વસમી !

[ શાર્દૂલવિક્રીડિત. ]

પ્હેલાં તો નરનાથથી ડરી ડરી નિત્યે, પછી મંત્રીથી,
માનીતાથી પછી, પછી નૃપતિના ક્રીડા તણા તંત્રીથી,
દાખી દૈન્ય લટી લટી જ રળવી રોટી ભૂંડેરી મથી !
સેવા શ્વાન તણી જ વૃત્તિ સમજી શાણા જને છે કથી. ૧૪

[ પરિક્રમણ કરી ] આવ્યું ગુરુજીનું ધર. અંદર જાઉં. [ પ્રવેશ કરી ચોતરફ દૃષ્ટિ ફેરવી ] અહો રાજાધિરાજના મંત્રીના ઘરની સમૃદ્ધિ [4]અનેરી જ છે!

[ માલિની. ]

અહીં દગડ અડૈયાં ભાગવાનો પડ્યો છે;
અહીં વળી કુશ કેરો ગંજ શિષ્યે કર્યો છે;
અહીં ઢગ સમિધોની જૂડીનો સૂકવ્યો છે,
જીરણ [5]શરણનો આ ભાગ જેણે નમ્યો છે.

---

૧ મળતાપણું. ૨ જાસુસો. ૩ ફાટફૂટ પડાવવાની નીતિ. ૪ ઓર, તરેહવાર.
૫ અગ્નિહોત્રીને અગ્નિ રાખવાનું સ્થાન.

એ પુરુષ રાજાધિરાજ ચંદ્રગુપ્તને વૃષલ કહી બોલાવે, તે ઘટે છે. કેમ જે

[ શિખરિણી. ]

ગુણો મિથ્યા ગાઈ [1]અવિરત મુખે રંક વત જે
વખાણો રાજાનાં સતત સતવાદી પણ સજે,
હીંણી તૃષ્ણા કેરો સકળ મહિમા એ; ઉર રજે
સ્પૃહા છે ના, તે તો તૃણ સમ જ શ્રીમંત સમજે. ૧૬

[ જોઈ થરથરતે અંગે ] આ ગુરુજી ચાણક્ય બિરાજે.

[ વસંતતિલકા. ]

એ મૌર્યનો ઉદય ને લય નંદ કેરો
સાધી સમાન સમયે ભુવને અનેરો,
દંડી હરી રહીં રહી ગરમી સજે જે,
તે ભાનુથી ય અદકો મહિમા ભજે છે. ૧૭

[ પાસે જઈ ઘૂંટણિયે પડી ] જય જય, ગુરુજી.

[ ચાણ૦ ] વૈહીનરિ ! કેમ આવવું થયું ?

[ વૈહી૦ ] ગુરુજી ! અભિવંદનની ભીડાભીડમાં ભૂપાળોના સરપેચનાં રત્નની જ્યોતે જેનાં ચરણારવિંદ જળહળી રહે છે, એવા મહારાજા ચંદ્રગુપ્ત ગુરુજીને મસ્તક નમાવી વિજ્ઞાપના કરે છે, કે 'કામમાં અંતરાય થતો ન હોય તો ગુરુશ્રીને હું જોવા ઇચ્છું છું.'

[ ચાણ૦ ] વૃષલ અમને જોવા ઇચ્છે છે ? વૈહીનરિ ! શું ત્યારે અમે આ કૌમુદીમહોત્સવની મના કર્યાની એને જાણ થઈ ?

[ વૈહી૦ ] આર્ય ! થ-થ-થઈ છે.

[ ચાણ૦ ક્રોધ સહિત ] આહ ! કોણે કહ્યું એ ?

[ વૈહી૦ ભય સહિત ] ક્ષ-ક્ષ-ક્ષમા કરો આર્ય. મ-મ-મહારાજે પોતે જ સુગાંગ મહેલ ઉપરથી નગરમાં ક-ક-કૌમુદીમહોત્સવ ન થયેલો દીઠો.

---

1 ન અટકતા.

[ **ચાણુ૦** ] હાં હાં, જાણ્યું. પછી તમે વૃષલને ઉશ્કેરી મારા ઉપર કોપિત કર્યો ! બીજું શું ?

[ વૈહીનરિ ભયથી ધ્રૂજતો નીચે મ્હોએ મૂગો ઊભો રહે છે. ]

[ **ચાણુ૦** ] અહો હઝૂરનાં માણસોનો ચાણક્ય ઉપર કેટલો ખાર છે ! ઠીક, વૃષલ ક્યાં છે હવણાં ?

[ **વૈહી૦** ભયથી ધ્રૂજતો ] ગુરુજી ! મહારાજ સુગાંગ મહેલમાં બિરાજ્યા હતા ને મને હઝૂરે ગુરુજીનાં ચરણારવિંદ સમીપ મોકલ્યો હતો.

[ **ચાણુ૦** ઊઠીને ] ચાલો ત્યારે સુગાંગ ભણી.

[ **વૈહી૦** ] પધારિયે, ગુરુજી ! [પરિક્રમણ કરી મહેલ આગગ જઈ પહોંચતાં ] આ સુગાંગ મહેલ. ધીરેથી ચડિયે.

[ **ચાણુ૦** ચડી ચંદ્રગુપ્તને જોઈ ] વાહ ! વૃષલ સિંહાસને વિરાજે છે !

[ વસંતતિલકા. ]

ભારે મરંતુ મટી નંદ મદાંધનાથી,
દીપી ઊઠી વૃષલ ચંદ્ર તણી [1]પ્રભાથી,
સિંહાસને ઉચિત ભૂપથી ભવ્ય ભાસે;
ભાળી પ્રભાવ અમ એ ઉર આ [2]ઉલ્લાસે. ૧૮

[ પાસે જઈ ] જય જય, વૃષલ !

[ **ચંદ્ર૦** સિંહાસનથી ઊઠી ] ગુરુશ્રી ! દંડ વત નમસ્કાર ચંદ્રગુપ્તના. [ એમ કહી પગે પડે છે. ]

[ **ચાણુ૦** હાથથી ઝાલી ] વત્સ ! ઊઠ. મારા આશીર્વાદથી

[ સ્રગ્ધરા. ]

મ્હોળાં ગંગાજીનાં જ્યાં જળ [3]શુચિ ઊછળે તે હિમાદ્રિ થકી, તે
રાજે રત્નો રૂડાં જ્યાં વિધવિધ તટમાં [4]દક્ષિણાબ્ધિ સુધી તે
આવી આવી નમાવી શિર નિજ સરવે પાર્થિવો બીત ચિત્તે
જ્યોતે ચૂડામણિની ઝગમગ ઝગવો વત્સના પાય નિત્યે ! ૧૯

---

૧ તેજ. ૨ પ્રફુલ્લિત બને છે. ૩ પવિત્ર. ૪ દક્ષિણ સમુદ્ર.

[ **ચંદ્ર૦** ] ગુરુશ્રીની કૃપાથી એ સૌ બની આવ્યું છે, ઇચ્છવું રહ્યું નથી. હવે આસને બિરાજિયે.

[ બંને ઉચિત આસને બેસે છે. ]

[ **ચાણ૦** ] વૃષલ ! અમને કેમ બોલાવ્યા છે ?

[ **ચંદ્ર૦** ] ગુરુશ્રીના દર્શનના અનુગ્રહે કૃતાર્થ થવા.

[ **ચાણ૦** સ્મિત હાસ્ય સહિત ] વિનય જવા દે એ. વિનાપ્રયોજન રાજાઓ અધિકારીઓને બોલાવતા નથી.

[ **ચંદ્ર૦** ] આર્યે કૌમુદીમહોત્સવની મના કરી છે તે વિશે–

[ **ચાણ૦** સ્મિત હાસ્ય સહિત ] ઠીક, ઠપકો દેવાને અમને બોલાવ્યા છે !

[ **ચંદ્ર૦** ] હરિહરિ ! એવું જીભથી બોલાય કેમ ? [1]વિજ્ઞાપના કરવાને કે શા મુદ્દાસર મના કરી છે ?

[ **ચાણ૦** ] જો એમ છે, તો વિજ્ઞાપના યોગ્ય જે ગુરુજન, તેમની રુચિ સંબંધી શિષ્યે પ્રશ્ન જ ઊઠાવવો ન જોઇયે: તેમને સદૈવ માન જ આપવું જોઇયે.

[ **ચંદ્ર૦** ] સત્ય છે; એમાં તલભાર પણ ફેર નથી. પરંતુ ગુરુશ્રીની [2]પ્રવૃત્તિ કદી પણ વિનાપ્રયોજન હોય નહિ–

[ **ચાણ૦** ] હા, ઠીક સમજ્યો, વૃષલ, વિનાપ્રયોજન ચાણક્ય સ્વપ્ને પણ કંઇ કરે નહિ.

[ **ચંદ્ર૦** ] માટે, ગુરુશ્રી, પ્રયોજન સાંભળવાની ઉત્કંઠા મને બોલાવે છે.

[ **ચાણ૦** ] વૃષલ ! [3]અર્થશાસ્ત્રકારો [4]ત્રિવિધ [5]સિદ્ધિ વર્ણવે છે, [6]રાજાયત્ત, [7]સચિવાયત્ત અને [8]ઉભયાયત્ત. હવે તું તો સચિવાયત્તસિદ્ધિ છે; તો પછી તારે પ્રયોજન વિચારવાનું ક્યાં રહ્યું ? એ તો અમે અમારે વિચારિયે છિયે.

[ રાજા રોષમાં મુખ ફેરવે છે; તેવે નેપથ્યમાં બે વૈતાલિક કવિતા લલકારે છે. ]

---

૧ વિનંતી. ૨ હિલચાલ, ક્રિયા. ૩ રાજનીતિના આચાર્યો. ૪ ત્રણ પ્રકારની. ૫ કારોબાર. ૬ રાજા હસ્તક. ૭ પ્રધાન હસ્તક. ૮ રાજા પ્રધાન ઉભય હસ્તક.

[ પહેલો વૈતા૦ ]

[ સ્ત્રગ્ધરા. ]

ભ્રાજે છે ભસ્મ લીધે ધવલ દશ દિશા કાશ જેવા ઊજાસે;
[1]ઉદ્દ્યોતે [2]ઇંદુ કેરા ધન સમ ગજનું ભૂખરૂં ચર્મ ભાસે;
ને રાજે મુંડમાળા વિમળ કમળ શી; હંસ શું સ્હોય હાસે;
તે શંભુ ક્લેશ ટાળો [3]વરદ શરદ શી મૂર્તિના શીત ભાસે! ૨૦

વળી

ખાઈ ખાઈ બગાસાં, મરડી મરડીને અંગ, અર્ધી ઊઘાડી
દૃષ્ટિ રત્નપ્રભાથી વિકળ જળભરી ભારી માંડી ન માંડી,
ઊઠે જે શેષશય્યા સુખદથી ફણનાં ઊસીસાં [4]અદ્ય છાંડી,
પાળો પ્રીતે તમોને [5]ભવભય હરી તે શ્રીહરિ દ્હાડી દ્હાડી! ૨૧

[ બીજો વૈતા૦ ]

ટેકીલા, પ્રૌઢ, ટેઢા, અનહદ વિરલા [6]સત્ત્વના સ્તંભરૂપ,
[7]ધાતાએ ધન્ય ધીંગા તમ સમ નિરમ્યા ભૂમિમાં ભવ્ય ભૂપ;
જે પોતાના પ્રતાપે મદ [8]ગજપતિનો સંહરે જોતજોતે;
[9]દંષ્ટ્રાના ભંગ પેઠે [10]નરહરિ ન સહે ભંગ આજ્ઞા તણો તે. ૨૨

વળી

[ અનુષ્ટુભ. ]

પ્રભુ[11] આભરણાદિના ઠાઠમાઠે બને નહિ:
આણ લોપાય ના એવા પ્રભુ આપ સમા સહી. ૨૩

[ **ચાણ૦** સ્વગત ] પહેલું તો સર્વશિરોમણિ હરિહરની સ્તુતિ દ્વારા શરત્સમારંભનું સૂચન છે. પણ આ જે બીજું પાછળથી કહ્યું, તે શું? એ ન સમજાયું. [ વિચાર કરી ] હાં હાં, જાણ્યું. એ તો રાક્ષસનું કારસ્તાન. અરે દુષ્ટ રાક્ષસ! કૌટિલ્ય જુએ છે હો. એ જાગે છે; ઊંઘતો નથી.

[ **ચંદ્ર૦** ] આર્ય વૈહીનરિ! આ બે વૈતાલિકને લખપસાય અપાવો.

---

૧ તેજ. ૨ ચંદ્ર. ૩ વરદાન આપનારા. ૪ આજ. ૫ સંસારનાં સંકટ. ૬ તેજ. ૭ જગત્કર્તા. ૮ (અ) ગજદળના સ્વામી, રાજાઓ; (આ) મોટા હાથી. ૯ દાઢ. ૧૦ (અ) સિંહ જેવા નર; (આ) મરદ–બહાદુર સિંહ. ૧૧ પ્રભુશક્તિ, પ્રભુના ધારણ કરનારા.

[ વૈહી૦ ] આજ્ઞા, રાજાધિરાજ. [ જવાનું કરે છે. ]

[ ચાણ૦ ક્રોધપૂર્વક ] અરે રહો, વૈહીનરિ !

[ કંચુકી ધ્રુજતો રાજાના મ્હો સામું જુએ છે. ]

[ ચાણ૦ ] વૃષલ ! શા માટે આટલા બધા પૈસા આમ અયોગ્ય વેડફી દે છે ?

[ ચંદ્ર૦ ગુસ્સાથી ] આમ જે તે વાતે તમે આડા આવો ને અમારૂં ધાર્યું થાય નહિ. ત્યારે રાજ્ય તે રાજ્ય શાનું ? બંદીખાનું જ.

[ ચાણ૦ ] વૃષલ ! જે રાજા પોતાનું પોતાની મેળે સંભાળી જાણે નહિ, તેને એ વેળા વેઠવી પડે છે. જો તે તારાથી ન વેઠાતી હોય, તો સંભાળ તારૂં તારી મેળે.

[ ચંદ્ર૦ ] આ અમે અમારૂં સંભાળિયે છિયે.

[ ચાણ૦ ] બહુ સારૂં, અમને રુચતી વાત છે.

[ ચંદ્ર૦ ] કહો ત્યારે, કૌમુદીમહોત્સવ અટકાવવાનું શું પ્રયોજન ? હું જાણવા માગું છું.

[ ચાણ૦ ] વૃષલ ! હું પણ કૌમુદીમહોત્સવ કરવાનું શું પ્રયોજન, તે જાણવા માગું છું.

[ ચંદ્ર૦ ] મારી આજ્ઞા કોઈથી લોપાય નહિ—પળાવી જ જોઇયે, એ પહેલું પ્રયોજન.

[ ચાણ૦ ] વૃષલ ! તારી આજ્ઞા એક મારાથી લોપાય, એ જ કૌમુદી-મહોત્સવ અટકાવવાનું મારૂં પણ પહેલું પ્રયોજન. જો,

[ સ્રગ્ધરા. ]

મચ્છો ને [1]કચ્છપોના ચલનવલનથી ખળભળંતા [2]દધીના
પ્રૌઢાં [3]તાપિચ્છ કેરાં ગહન વન વડે શ્યામ કાંઠા સુધીના
ભૂપાળો પુષ્પમાળા સમ સહુ શિર જે આણ તારી ચડાવે,
લોપાઈ તેહ હુંથી તવ વિનય તણી ખ્યાતિ સામી બઢાવે. ૨૪

હવે બીજું પ્રયોજન જો તારે સાંભળવું હોય, તો તે પણ કહું છું.

૧ કાચબા. ૨ સમુદ્ર. ૩ તમાલ વૃક્ષ.

[ ચંદ્ર૦ ] ચાલો, તે પણ કહો.

[ ચાણ૦ ] શોણોત્તરા ! મારૂં નામ દેઈ કાયસ્થ અચળને કહે, કે ભદ્રભટ વગેરેની નોંધ જોઇયે છે.

[ શોણો૦ ] આજ્ઞા, ગુરુજી. [ જઈ નોંધ સાથે પ્રવેશ કરી ] ગુરુજી, આ તે નોંધ: લીજિયે.

[ ચાણ૦ લેઈને ] વૃષલ ! જો, સાંભળ.

[ ચંદ્ર૦ ] હાં, વાંચો, હું સાંભળું છું.

[ ચાણ૦ વાંચે છે ] શ્રીપુષ્પપુરથી શુભનામી મહારાજા ચંદ્રગુપ્તના સહોત્થાયી પ્રધાનપુરુષો જે અણુરાગથી ભાગી મલયકેતુના આશ્રયે જઈ રહ્યા છે, તેમની નોંધ:—[૧]ગજાધ્યક્ષ ભદ્રભટ, [૨]અશ્વાધ્યક્ષ પુરુદત્ત, [૩]મહાપ્રતીહાર ચંદ્રભાનુનો ભાણેજ ડિંગરાત, દેવશ્રીનો સંબંધી મહારાજ બલગુપ્ત, દેવશ્રીનો [૪]કુમારસેવક રાજસેન, સેનાપતિ સિંહબલનો ન્હાનો ભાઇ ભાગુરાયણ, માલવરાજપુત્ર રોહિતાક્ષ, [૫]ક્ષત્રગણનો અધ્યક્ષ વિજયવર્મા.

[ ચંદ્ર૦ ] એમના અણુરાગનાં કારણ હું જાણવા માગું છું,

[ ચાણ૦ ] વૃષલ ! જો સાંભળ. આમાં ગજાધ્યક્ષ ભદ્રભટ અને અશ્વાધ્યક્ષ પુરુદત્ત એ બે જે કહ્યા છે, તેઓ મૃગયા, મદિરા અને વ્યભિચારના છંદમાં પડ્યા હતા અને ગજદળ તથા હયદળ ઉપર દુર્લક્ષ આપતા હતા. તે કારણ સર તેમનું વરશાસન માત્ર ચાલુ રાખી મેં તેમને ગજાધ્યક્ષ તથા અશ્વાધ્યક્ષના અધિકારથી દૂર કર્યા. તેને લીધે રોષે ભરાઈ તે જ અધિકારથી તેઓ મલયકેતુને આશ્રયે જઈ રહ્યા. પછી જે ડિંગરાત અને બલગુપ્ત કહ્યા છે, તેઓ તો તદન લોભાંધ હતા; એટલે તેં બાંધી આપેલી જીવાઈ તેમની નજરમાં ન આવી, તેથી વધારેની આશાએ તેઓ મલયકેતુને આશ્રયે જઈ રહ્યા. પછી જે તારો કુમારસેવક રાજસેન કહ્યો છે, તેને તેં પ્રસન્ન થઈ પુષ્કળ હાથીઘોડા આપ્યા હતા અને અઢળક ધન આપ્યું હતું. એ વિશાળ સમૃદ્ધિ જે એકાએક મળી હતી તે તું વખતે એકાએક

૧ ગજદળનો ઉપરી. ૨ હયદળનો ઉપરી. ૩ મહેલાતનો વડો અધિકારી. ૪ બચપણનો હજૂરી. ૫ ક્ષત્રિય સુભટોનું જૂથ.

પડાવી લે, એવા ભયથી એ પણ મલયકેતુને આશ્રયે જઈ રહ્યા. તેના પછી સેનાપતિ સિંહબલનો ન્હાનો ભાઇ ભાગુરાયણ જે કહ્યો છે, તેને પર્વતરાજ સાથે મૈત્રી હતી. તે મૈત્રીના સંબંધે પૂર્વે તેણે મલયકેતુને 'જાણો છો ?—પિતુશ્રી પર્વતેશ્વરનો ઘાટ ઘડનાર ચાણક્ય છે.'—એવી કાનમાં ફૂંક મારી ભડકાવી નસાડી મૂક્યો હતો. તેથી કરીને જ્યારે રાજદ્રોહી ચંદનદાસ વગેરેને શિક્ષા થવા માંડી, ત્યારે અપરાધનો માર્યો ભયથી તે પણ ભાગી ગયો ને મલયકેતુને આશ્રયે જઈ રહ્યો. તેણે પણ 'મારા પ્રાણ બચાવ્યા તે આણે' એવી આભારબુદ્ધિથી તેને અમાત્યપદવિ આપી પોતાની પાસે રાખ્યો. છેવટ જે બે રોહિતાક્ષ તથા વિજયવર્મા કહ્યા છે, તેઓ અત્યંત અહંકારમાં તણાઈ, તેમના ભાયાતને રાજ્ય તરફથી જે માન મળતું, તે ખમી શકતા ન હતા. તે દૂભણે તેઓ પણ મલયકેતુને આશ્રયે જઈ રહ્યા. આ તેમના અણરાગનાં કારણ.

[ ચંદ્ર૦ ] આ પ્રમાણે જ્યારે તેઓના અણરાગનાં કારણ ગુરુજી જાણતા હતા, ત્યારે શા માટે તત્કાળ જ ઉપાય ન લીધા ?

[ ચાણ૦ ] ન લીધા, તે ન લેવાયા માટે જ તો.

[ ચંદ્ર૦ ] કેમ ન લેવાયા ? અણઆવડને લીધે કે પ્રયોજનને લીધે ?

[ ચાણ૦ ] અણઆવડ કેવી ? પ્રયોજનને લીધે જ.

[ ચંદ્ર૦ ] તે પ્રયોજન મારે જાણવું જોઇએ.

[ ચાણ૦ ] જો, સાંભળ અને સમજ. બેદિલ પુરુષો પ્રત્યે વર્તવાના બે પક્ષ છે, [1]અનુગ્રહ અને [2]નિગ્રહ. હવે અધિકારથી દૂર કરેલા ભદ્રભટ અને પુરુદત્ત પ્રત્યે અનુગ્રહનો રસ્તો એજ હતો, કે તેમને અધિકાર પાછો સોંપવો. પણ એવા દુર્વ્યસનમાં પચેલા પ્રમાદી પુરુષોને પાછો અધિકાર સોંપ્યો હોત, તો ગજદળ અને હયદળ બંને કોડીનાં થાત; જેના ઉપર તો રાજ્યનો બધો આધાર. ડિંગરાત અને બલગુપ્તના લોભનો થોભ ન હતો, એટલે આખું રાજ્ય આપી દેતાં એ તેમનું મન માને એમ ન હતું; ત્યાં પછી અનુગ્રહનો જોગ જ ક્યાં ? રાજસેન અને ભાગુરાયણને તો આપેલું

૧ રહેમદિલી, મહેરબાની. ૨ સજા.

જ છીનાવી લેવાનો મનમાં ભય હતો, ત્યાં અનુગ્રહનો અવસર કેવો? વળી રોહિતાક્ષ અને વિજયવર્મા જે કહ્યા, તેઓને તો ભાયાતને માન આપિયે તે પણ આંખમાં ખૂંચતું હતું. તેમને તે કયે અનુગ્રહે રીઝવવા? એ રીતે પહેલો પક્ષ તો રહ્યો નહિ. હવે નિગ્રહનો બીજો પક્ષ કહ્યો, તેનો પણ અવકાશ ન હતો; શાથી જે સ્વલ્પ સમય થયાં નંદરાજ્ય આપણા હાથમાં આવ્યું છે, તેટલામાં આપણા જ સહોત્થાયી પ્રધાનપુરુષને ઉગ્ર દંડથી પીડવા જતાં નંદકુળ ઉપર અનુરાગ ધરાવનારા પ્રજાજનોનો આપણા ઉપર અવિશ્વાસ થઈ જાય. હવે આ આપણા કૃત્યવર્ગને પોતાના પક્ષમાં લેઈ, રાક્ષસની મતિએ દોરાતો, પિતાના વધથી રોષે ધૂંધવાતો પર્વતકપુત્ર મલયકેતુ મ્લેચ્છરાજાઓના ભારે સૈન્ય સહિત આપણા ઉપર ચઢી આવવાનું કરે છે. આ સમય ઉત્સવનો નથી પણ ઉદ્યમનો છે: અર્થાત્ ગઢ સુરક્ષિત કરવાના ઉપાય લેવા જોઇયે છે; કૌમુદીમહોત્સવ શું કરવો છે?

[ ચંદ્ર૦ ] આ બાબતમાં બહુ પૂછવાનું છે.

[ ચાણ૦ ] બેલાશક પૂછવું, વૃષલ, મારે પણ બહુ કહેવાનું છે.

[ ચંદ્ર૦ ] આ સર્વ અનર્થનું મૂળ જે મલયકેતુ, તેને જ મુદ્દે કેમ ભાગી જવા દીધો.

[ ચાણ૦ ] વૃષલ! ન જવા દીધો હોત, તો એને કેદ કરવો પડત અથવા તો કબૂલેલું અર્ધું રાજ્ય આપવું પડતઃ આ બે જ રસ્તા હતા. કેદ કર્યો હોત, તો પર્વતકને આપણે જ મારી નંખાવ્યાની કૃતઘ્નતાના આપણે હસ્તાક્ષર આપ્યા કરત. અર્ધું રાજ્ય આપ્યું હોત, તો પર્વતકના વધની કૃતઘ્નતાનો ઢાંકપિછોડો કર્યો કહેવાત. આટલા માટે દીઠું અદીઠું કરી મલયકેતુને ભાગી જવા દીધો?

[ ચંદ્ર૦ ] એ તો સમજ્યા, પણ રાક્ષસ જે આ નગરમાં જ હતો, તેને તમે જવા દીધો; તેનું કેમ?

[ ચાણ૦ ] રાક્ષસે સ્થિર સ્વામિભક્તિને લીધે દીર્ઘ કાળના સહવાસમાં આવેલી, તેના ગુણ પિછાણતી, નંદને ચ્હાનારી પ્રજાનો સંપૂર્ણ વિશ્વાસ સંપાદન કર્યો હતો; ને તે પૂરો બુદ્ધિમાન તથા સાહસિક હતો; ત્યમ વળી તેના સહાયકો બહુ હતા તથા ખજાનો અખૂટ હતો; તેથી, જો એ અહીં

નગરમાં જ રહેશે તો ભારે [1]અંતઃકોપ ઊપજાવશે; પણ જો બ્હાર જશે તો [2]બાહ્યકોપ ઊપજાવતાં છતાં એ તજવીજથી સાધી શકાશે. એવા વિચારથી એને પણ જવા દીધો.

[ ચંદ્ર૦ ] ત્યારે શા માટે અહીં હતો ને કંઇ કર્યું નહિ ?

[ ચાણ૦ ] કંઇ કર્યું નહિ કેમ કહેવાય ? હૃદયમાં ખૂંપેલા [3]શલ્યની પેઠે જુક્તીથી એને દૂર તો કર્યો.

[ ચંદ્ર૦ ] શા માટે એને બળે પકડ્યો નહિ ?

[ ચાણ૦ ] એ તો રાક્ષસ, ન હોય બીજો. બળે પકડવા જતાં એ પોતાનો પિંડ પાડે, કે તારા કંઇક સુભટોનો ઘાણ વાળે. હવે

[ માલિની. ]

બહુ બળ કરવાથી જો પડે જુદ્ધમાં એ,
વૃષલ, વિરલ એવા રત્નની હાનિ હોયે;
દળ તુજ નિજ વીર્યે જો હણે [4]નેષ્ટ તોયે;
વનગજ વત તેથી યુક્તિએ સાધવો એ. ૨૫

[ ચંદ્ર૦ ] અમે ગુરુજીને બોલ્યે બર આવી શકતા નથી. પણ એકંદરે પ્રશંસાપાત્ર તો રાક્ષસ જ.

[ ચાણ૦ ક્રોધથી ] બાકી 'તમે નહિ' એમ જ કની ? કહે રે, એણે એવું શું કર્યું છે ?

[ ચંદ્ર૦ ] સાંભળો ! એ મહાપુરુષે

[ શાર્દૂલવિક્રીડિત. ]

દેઈ પાય ગળે યથેચ્છ પુરમાં જીત્યા પછી એ રહી,
ભેરી આણુની સૈનિકો ગજવતાં ભંગાણ પાડી દઈ,

૧ રાજ્યમાં બખેડો. ૨ રાજ્ય બ્હાર બખેડો. ૩ ભાલોડું. ૪ માઠું

છેટેથી નડી નીતિએ નવનવી એવા મૂૅઝાવ્યા સહી,
કે વિશ્વાસુ જનો તણો ય ઉરમાં વિશ્વાસ આવે નહિ. ૨૬

[ **ચાણ૦** હાસ્ય સાથે ] રાક્ષસે આ જ કર્યું કે?–મેં તો જાણ્યું કે અમે જેમ નંદને ઊખેડી નાંખી તને રાજાધિરાજ બનાવ્યો, તેમ તેણે પણ તને ઊથલાવી પાડી મલયકેતુને સિંહાસને સ્થાપ્યો !

[ **ચંદ્ર૦** ] એ તો અન્યે કર્યું. એમાં ગુરુશ્રીને શું ?

[ **ચાણ૦** ] અરે મત્સરના ભરેલા !

[ સ્રગ્ધરા. ]

પીંખી પ્રૌઢા પ્રકોપે કુટિલ કર તણી આંગળીએ જટા ને
ત્રાડી ગાઢી પ્રતિજ્ઞા પ્રગટ ધડી [1]રિપુવૃંદને રોળવાને
નવ્વાણું ક્રોડ કેરા ધણી ધરણિપતિ મત્ત જે નંદ, તેને,
કહે ને, કોણે વધેર્યા પશુ વત નવ એ–એહના દેખતાં એ ? ૨૭

અરે તું જો તો ખરો, કે

ચંભાવી પાંખ પ્રૌઢી અધર ઝઝૂમતાં ગીધના વૃંદ રૂપી
ધૂમે ઘોરંભી ઘેરી લઈ જ દશ દિશા, ભાનુનો ભાર લોપી,
ઊજાણી દે [2]મસાણી જીવ તર તરપી નંદ કેરી [3]વસાથી
ધીખંતી જે ચિતા, તે હજી નથી મનથી વીસરી વીસરાતી. ૨૮

[ **ચંદ્ર૦** ] એ તો અન્યે જ કર્યું.

[ **ચાણ૦** ] અન્યે કોણે ?

[ **ચંદ્ર૦** ] નંદકુળના દ્વેષી દૈવે.

[ **ચાણ૦** ] અજ્ઞાની દૈવને માને છે.

---

૧ દુશ્મનનું જાથ. ૨ શ્મશાનનાં પ્રાણી. ૩ ચરબી.

[ ચંદ્ર૦ ] જ્ઞાની પોતાને વખાણુતા નથી.

[ ચાણુ૦ ક્રોધથી ] કેમ રે વૃષલ! તું મને સેવકની પેઠે દબડાવવાનું કરે છે?

[ શિખરિણી. ]

શિખા પીંખી દેવા મુજ ભુજ વળે છે સળવળી;
પ્રતિજ્ઞા એ લેવા ચરણુ ઊછળે છે ચળવળી;
નવે નંદો સ્વાહા કરી [1]શમિત ક્રોધાનળ વળી
ભભૂકાવે તું આ જમપુરપથે[2] કેવળ વળી. ૨૯

[ ચંદ્ર૦ ગભરાટ સાથે સ્વગત ] અરે શું સાચે જ ગુરુશ્રી કોપ્યા?

[ સ્રગ્ધરા. ]

ભારે આવેશ ભેરે વિફરી ફરકતી પાંપણે [3]અશ્રુવાસે
ઝાંખીપાંખી છતાં જે ઝળહળ [4]ભ્રુકુટિધૂમ મધ્યે ઊજાસે,
જ્યોતી એવી દગોની ઝગવી જગવતા તાંડવે રૌદ્ર[5] હાવે
[6]આઘાતે પાયના આ ધ્રૂજતી ધરણિને [7]ધૂર્જટિ યાદ આવે! ૩૦

[ ચાણુ૦ કૃત્રિમ કોપ દબાવી ] બસ બસ. વૃષલ, ઉત્તર પ્રત્યુત્તરની ડાચાકૂટ શું કરવા? જો તારે મન અમારાથી રાક્ષસ અધિક હોય, તો રહ્યું, આ શસ્ત્ર તેને જ આપ. [ એમ કહી શસ્ત્ર ફેંકી ઊઠતાં આકાશ ભણી દૃષ્ટિથી સ્વગત ] રાક્ષસ! કૌટિલ્યની બુદ્ધિ આંટવા આ તેં બુદ્ધિવૈભવ પ્રકાશ્યો છે ખરો. પણ

[ વસંતતિલકા. ]

'ચાણુક્યનાથી અણુરાગ કરાવી સ્હેજે
જીતી લઉં વૃષલને' લહી એ મિષે જે

૧ શમેલો. ૨ પથ—પંથ. રસ્તો. ૩ આંસુ બાઝવાં તે. ૪ ભવાં ચઢાવવા રૂપી ધૂમાડાનાં ગૂંછળાં. ૫ ક્રોધ જેનો સ્થાયી ભાવ છે તે રૌદ્ર રસ. ૬ પ્રહાર, ધબકારો. ૭ શંકર ભગવાન.

આ ભેદનો ભરમ તેં રચિયો વિશેષે,
તે કેતુથી જ તુજને શઠ ! ભેદી દેશે. ૩૧

[ જાય છે. ]

[ ચંદ્ર૦ ] આર્ય વૈહીનરિ ! પ્રજાને જાહેર કરવું કે અતઃપર ચાણક્ય વિના ચંદ્રગુપ્ત પોતે જ રાજ્ય ચલાવશે.

[ વૈહી૦ સ્વગત ] અરે ! ગુરુશ્રી ચાણક્ય નહિ ને ઠામામાલા ચાણક્ય જ ! થઈ ચૂકયું; અધિકાર છીનાવી લીધો ! અફસોસ ! અથવા આમાં મહારાજનો કંઈ દોષ કહેવાય નહિ.

[ અનુષ્ટુભ. ]

રાજા માઝા તજે જે, તે દોષ મંત્રી તણો સહી;
મત્ત મ્હાવતના [1]પાખે હસ્તી દુષ્ટ બને નહિ. ૩૨

[ ચંદ્ર૦ ] આર્ય ! શું વિચારો છો ?

[ વૈહી૦ ] કંઇ નહિ, રાજાધિરાજ ! ધન્ય ઘડી, કે મહારાજે મહારાજપણું ધારણ કર્યું ! એ જ.

[ ચંદ્ર૦ સ્વગત ] ગુરુશ્રીને પણ આટલું જ જોઇયે છે; આમ જ સઊ મનમાં લાવો ને ગુરુશ્રીની ઇચ્છા બર આવો. [ પ્રગટ ] જાઓ, જાઓ, આર્ય ! જલદી જાઓ.

[ વૈહી૦ ] ચાલ્યો, રાજાધિરાજ. [ જાય છે. ]

[ ચંદ્ર૦ ] શોણોત્તરા ! આ ખાલી બોલાબોલથી મારૂં માથું ચડયું છે. તેથી શયનમંદિરે જ જઈશું.

[ શોણો૦ ] પધારિયે, મહારાજ.

[ ચંદ્ર૦ સ્વગત ]

---

[1] વગર.

[ વસંતતિલકા. ]

માઝા હું મૂકું [1]જદપિ ગુરુના [2]નિયોગે,
તોયે 'સમાઉં મહીંમાં' મતિ એમ માગે.
સાચે અનાદર ગુરુજનને કરે જે,
સોસાઈ ઉર શરમે નવ કાં મરે તે? ૩૩

[ બંને જાય છે. ]

૧ જોકે. ૨ આજ્ઞા.

# મેળની મુદ્રિકા.

## અંક ૪.

[ વટેમાર્ગુના વેષે કરભક પ્રવેશ કરે છે. ]

[ કર૦ ] અહો !

[ ગાથા. ]

અહટાવંત અવારે ટાંપાં હકમી ન હોય, તો શેના
હો હો જોજણુના આ આંટા હોયે જ ખાવાના ?

હાશ ! આ આવ્યું અમાતરાકહનું મકામ. જાઉં તાં. [ થાકયોપાકયો પરિક્રમણ કરી ] અલ્યો કૂણુ સે ડહેલીએ ? સામીસરી અમાતરાકહને એ જાહેર કરો, કે એક હાહે કહમપરથી કરભો આયો સે ને ડહેલીએ ઊભો સે.

[ દ્વારપાળ પ્રવેશ કરી ] ભાઇ ! ધીમે બોલ, રાજકાજના રટણમાં ઊજાગરે અમાત્યજીનું માથું ચડયું છે, તેથી પોતે હજુ બિછાનું છોડયું નથી. ઘડીક થોભ. લાગ જોઈને હું અંદર ખબર કરૂં છું.

[ કર૦ ] ભલે, ભાઇ, ભલે.

[ એવે બીજી તરફ શયનગત રાક્ષસ, [1]વિચારગ્રસ્ત સ્થિતિમાં. આસનસ્થ શકટદાસ સાથે પ્રવેશ કરે છે. ]

[ રાક્ષ૦ સ્વગત ] અહા !

[ હરિણી. ]

ચિંતવી ચિતમાં કૂડા કૌટિલ્ય કેરી કૂડી કૃતિ,
ઘટવી ઘટમાં દૈવી ગાઢી અતંત્ર વળી ગતિ,
શુભ વિધ બધા કૃત્યો સાધી ય, 'કેમ થશે ?' કરી
મુજ અણુમીંચ્યાં નેને નિત્યે વીતે સઉ [2]શર્વરી. ૨

ખરે જ,

---

[1] વિચારમાં ગરકાવ. [2] રાત.

[ સ્રગ્ધરા. ]

[1]આરંભે કાર્ય કેરાં બીજ બહુ જુગતે રોપી, યત્ને બઢાવી,
આશાના આપનારા ગરભિત ગરવા અંકુરો સૌ ખીલાવી,
નિર્ધારી પ્રાપ્તિ પેરે, ફળ સબળ મથી સાધતા ખંત સાથે
કર્તા કાં નાટકોના, સચિવ અમ સમા કાં, લહે કલેશ આ તે. ૩

હવે દુરાત્મા ચાણુક્યનો

[ દ્વારપાળ પ્રવેશ કરી ] જય થાઓ.

[ રાક્ષ૦ ] પરાભવ થાઓ !

[ દ્વાર૦ ] અમાત્યનો !

[ રાક્ષ૦ ડાબી આંખ ફરકતાં સ્વગત ] હેં ? દુરાત્મા ચાણુક્યનો જય થાઓ, પરાભવ થાઓ અમાત્યનો' ? [ પ્રકટ ] ભાઇ ! તું શું કહેવા માગે છે ?

[ દ્વાર૦ ] અમાત્યજી ! એક સાસે કુસમપરથી કરભક આવ્યો છે ને ડહેલીએ ઊભો છે.

[ રાક્ષ૦ ] એને વગરવિલંબે અંદર આવવા દે.

[ દ્વાર૦ ] આગન્યા, અમાત્યજી, [ જઈ કરભક પ્રતિ ] ભાઇ ! જા અંદર. સામા અમાત્યજી બિરાજે છે. [ દ્વારપાળ જાય છે. ]

[ કર૦ પાસે જઈ ] જે જે અમાતજી !

[ રાક્ષ૦ ] ભાઇ, બેસ.

[ કર૦ ] આગન્યા, અમાતજી. [ ભોંય બેસે છે. ]

[ રાક્ષ૦ સ્વગત ] કામની દટ્ટીને લીધે સાંભરતું નથી, કે ક્યા કામે મેં કરભકને મોકલ્યો હતો. [ વિચારમાં પડે છે. ]

[ એવે છડીદાર બાજુ પોકારતો પ્રવેશ કરે છે. ]

---

૧ નાટકપક્ષે જે વાત પ્રતિપાદ્ય હોય તે કાર્ય; તેની આરંભ. યત્ન, પ્રાપ્ત્યાશા, નિયતાપ્તિ ને ફલાગમ, એ પાંચ અવસ્થા છે. જે સૂક્ષ્મ બનાવમાંથી કાર્ય ફાલી આખરે સિદ્ધિને પ્હોંચે છે, તે બીજ પ્રકૃતિ કહેવાય છે. નાટકના વસ્તુના મુખ, પ્રતિમુખ, ગર્ભ, અવમર્શ કે વિમર્શ ને નિર્વહણ કે ઉપસંહાર, એ પાંચ સંધિ એટલે ભાગ પાડવામાં આવે છે. ગર્ભ સંધિમાં પતાકાના અંકુર ખીલાવાય છે.

[ છડી૦ ] અલ્યો ! બાજૂ થાઓ બાજૂ. કિદુ, ખહો કે વેગળા. ચમ જાણુતા નથે, કે

[ ગાથા. ]

ભેટ થવી તો એવી, ખેટેર્થો ય દોયલી કિદૂ ભાછી
આંય અળપ જીવોને મોટેરા દેવની ઝાંછી. ૪

[ આકાશ ભણી દૃષ્ટિથી ] મોટા ! શું કો સો ?—'ચમ બાજૂ કરે સે ?' મોટા ! અમાચરાખહને કિદુ હવાણુ નથે, તેથી ખોદાવન મલેચેતુ તેમને કિદુ આ જોવા પધારે સે. એટલે કિદુ બાજૂ કરૂ સૂ. [ જાય છે. ]

[ પછી ભાગુરાયણ અને કંચુકી જાજલિ સહિત મલકકેતુ પ્રવેશ કરે છે. ]

[ **મલ૦** નીસાસો મૂકી સ્વગત ] અફસોસ ! આજ કાલ કરતાં પિતુશ્રીને મુએ દસ માસ થયા, તેમ છતાં એ તેમને અંજળી સરખી એ અમે નથી આપી ને મરદનું નામ ભારે મારિયે છિયે ! પૂર્વે પ્રતિજ્ઞા લીધી હતી, કે

[ શાર્દૂલવિક્રીડિત. ]

[1]ક્ષોભે ગાત્ર તણા શિરેર્થી પટનો જાયે સરી છેડલો,
લોટી લોટી મહીતળે રજ વડે રોળાય અંબોડલો,
તૂટી ફૂટી જ જાય [2]રત્નવલયો કૂટી કૂટી ને ભૂંડો
ભેદંતો [3]નભ નાદ હાયપીટનો ઊઠે મુખેથી ઊંડો; ૫

[ અનુષ્ટુભ. ]

એવી માડી-જ-ના જેવી દશા [4]દારુણ દોહલી
શત્રુસ્ત્રીની કરી દેવી પિતુશ્રીને જળાંજળી. ૬

માટે ટૂંકામાં હવે

[ વસંતતિલકા. ]

શરાનું શૂરપણું દાખી રણે પડીને
કાં જાઉં પૂર્વજ તણે પગલે લડીને,
કાં આંસુ માત તણી આંખ થકી હરીને
એ અર્પું નેટ નયને અરિસુંદરીને. ૭

[ પ્રગટ જાજલિ પ્રતિ ] બાપુ ! અમારી એવી ઇચ્છા છે, કે અણુચિંત્યા

૧ વ્યાકુળપણું. ૨ રત્નમય કંકણ. ૩ આકાશ. ૪ ભયંકર.

એકલા જ અમાત્યરાક્ષસને ત્યાં જવું. એમને એથી સારૂં લાગશે. માટે અમારા નામથી સવારીમાં ચડનારા રાજાઓને જણાવો, જે પૂંઠે આવવાની જરૂર નથી.

[ જાજ૦ ] જેવો ખાવિંદનો હુકમ [ પરિક્રમણ કરી આકાશ ભણી દૃષ્ટિથી ] અહો મુગટધારી રાજારાણાઓ ! ખુદાવંદ ફરમાવે છે, જે કોઇએ અમારી પૂંઠે આવવાની જરૂર નથી. [ રાજાઓને અટકતા જોઈ હર્ષ સાથે ] અહો ! ખાવિંદનો ફરમાન થતાં જ સર્વે રાજારાણાઓ અટક્યા.

[ સ્રગ્ધરા. ]

કો અશ્વો અંતરિક્ષે ચરણ ઝૂંપવતા વેગની ઉગ્ર ધુંધે
ખાળે છે વાગ ખેંચી દૃઢતર કરથી ટેઢી ઉત્તુંગ કંધે;
થંભાવી ઘંટ કેરો ધન ધણુરવ કો [1]હસ્તી રોકે અભંગે;
રાજાઓ નાથ ! માઝા તમ [2]જલધિ પઠે કો ન નામે ઊલંઘે. ૮

[ મલ૦ ] બાપુ ! તમે પણ પરિજન સાથે વળી જાઓ, એક ભાગુરાયણ જ, બસ, મારી પૂંઠે આવે.

[ જાજ૦ ] જો હુકમ, ખાવિંદ. [ પરિજન સહિત જાય છે. ]

[ મલ૦ ] મિત્ર ભાગુરાયણ ! અહીં ભાગી આવનાર ભદ્રભટ આદિકે એવી અરજ કરી કે ચંદ્રગુપ્ત દુષ્ટ અમાત્યનો દોર્યો દોરાય છે તેથી [3]વિમુખ થઈ, કુમારશ્રી સકળ [4]આભિગામિક ગુણોએ મંડિત હોઈ આશ્રય કરવા યોગ્ય છો તેથી આકર્ષાઈ, અમે સેનાપતિ શિખરસેન દ્વારા કુમારશ્રીની છાયામાં આવી રહ્યા છિએ; અમાત્યરાક્ષસ દ્વારા ન સમજશો. આમ કહેવાનો શો મરમ હશે ? હું ધણુંક વિચારૂં છું, પણ તે કળ્યામાં આવતો નથી.

[ ભાગુ૦ ] કુમારશ્રી ! એનો મર્મ સમજાય છે તે હું કહું છું. ઉચિત છે, કે હિતુપ્રીતુ દ્વારા [6]આત્મગુણસંપન્ન વિજયરસિક નરેશ્વરનો આશ્રય લેવો.

[ મલ૦ ] પણ મિત્ર ભાગુરાયણ ! અમાત્યરાક્ષસ અમારા મોટામાં મોટા હિતુપ્રીતુ છે.

૧ હાથી. ૨ સમુદ્ર. ૩ નારાજ. ૪ આશ્રય લેવો ગમે, એવા આકર્ષક ગુણ; જુઓ का. नी. सा. ।४।६-९। ૫ કલ્પવો મુશ્કેલ. ૬ અંગત સદ્‌ગુણ; જુઓ का. नी. सा. ।६।५।२१।

[ ભાગુ૦ ] એ ખરૂં. પણ 'અમાત્યરાક્ષસને વેર ચાણુક્ય સાથે છે, ચંદ્રગુપ્ત સાથે નથી. તેથી કદાચ વિજયના મદથી છકી ગયેલા ચાણુક્યને ચંદ્રગુપ્ત ન સાંખી રહી અધિકારથી દૂર કરે; તો પછી અમાત્યરાક્ષસ પણ, આ નંદકુળનો જ છે એમ કરી પોતાની નંદકુળ પ્રત્યેની ગાઢ ભક્તિને લીધે, તેમ વળી કેદમાં સડતા મિત્રજનની ખાતર, કદાપિ ને ચંદ્રગુપ્ત સાથે મેળ શોધે: એવે પ્રસંગે કુમારશ્રીનો અમારા ઉપરથી વિશ્વાસ ઊડી જાય.' એમ કંઇક એમનું હારદ થશે.

[ મલ૦ ] હાં હાં, એમ. ચાલો ત્યારે અમાત્યને ઘેર.

[ ભાગુ૦ ] પધારિયે કુમારશ્રી. [ પરિક્રમણ કરી ] આ અમાત્યજીનું ઘર આવ્યું. અંદર પધારિયે.

[ મલ૦ ] આવિયે.

[ એવે વિચારગ્રસ્ત રાક્ષસ શકટદાસ અને કરભક સાથે દૃષ્ટિએ પડે છે. ]

[ રાક્ષ૦ સ્વગત ] હાં, સાંભર્યું. [ પ્રગટ ] ભાઇ ! તું કુસુમપુરમાં વૈતાલિક સ્તવકલને મળ્યો'તો કે ?

[ કર૦ ] હા ને, ઈમાં તે ફરક પડે ?

[ મલ૦ સાંભળી ] મિત્ર ભાગુરાયણ ! કુસુમપુરની વાત ચાલે છે. માટે રહો, નહિ જઇયે. સાંભળિયે, શું છે શું નહિ. કેમ જે

[ અનુષ્ટુભ. ]

સત્ત્વભંગભયે[1] ભાખે ભૂપતિ પ્રતિ અન્યથા,
અન્યથા સ્વજનો પ્રત્યે મંત્રી [2]નિર્ભ્રાંત સર્વથા. ૯

[ ભાગુ૦ ] કુમારશ્રીની આજ્ઞા.

[ રાક્ષ૦ ] ભાઇ ! ત્યારે એ કામ પાર પડ્યું કે ?

[ કર૦ ] અમાતજીની કિરપાથી બેડો પાર પડ્યો સે.

[ મલ૦ ] મિત્ર ભાગુરાયણ ! એ કામ તે શું હશે ?

[ ભાગુ૦ ] કુમારશ્રી ! સચિવના ગહન કાર્યતંત્રનો આટલાથી પાર

---

૧ તેજસ્વી નર છેડાઈ જવાની બ્હીકે. ૨ નિઃશંકપણે.

પમાય નહિ. માટે ઉચિત છે કે સાવધાન રહી જરા સાંભળિયે.

[ રાક્ષ૦ ] ભાઇ ! સવિસ્તર હકીકત સાંભળવા ઇચ્છું છું.

[ કર૦ ] હાંભળિયે, અમાતજી. મને અમાતજીએ આગન્યા કીદી'તી, કે કરભા ! જા કહમપર ને વેતાળી થવકળને અમારા નોમથી કહે, જે ચાણક્ક આડો પડી ચંદરગુપતની આગન્યાનો ભંગ કરે તે તે ટાંકણે પોરહ ચડાવે એવી કવતાથી ચંદરગુપતને તારે શિશકારવો.

[ રાક્ષ૦ ] હાં. પછી ?

[ કર૦ ] તે પરથી હું કહમપર જ્યો ને અમાતજીનો હંદેહો વેતાળી થવકળને મીં કીદો. ઈ ટાણે નંદકળના વનાશના દીથી હોહમાં રહેતા શેરીને રાજી કરવા ચંદરગુપતે કઉમદીમહોચ્છવનો હાદ ફેરવ્યો. એ હઉને વ્હાલો બહુ દીએ આવેલો મહોચ્છવ હાહપરાણ વ્હાલા હમંધીના હમાગમની પેઠે શેરીએ પરેમથી વધાવી લીધો.

[ રાક્ષ૦ આંસુ સહિત ] અફસોસ !

[ અનુષ્ટુભ. ]

ચંદની [1]મેદિનીચંદ્ર [2]જગદાનંદ નંદની
[3]નંદની હતી, તે કેવી [4]કુમુદાનંદ [5]ચંદની ? ૧૦

[ કર૦ ] પણ હેણા ચાણુકે ચંદરગુપતની મરજી વરૂધ થઇ તે શેરીઓનાં નેણુને આણંદ આપનારા મહોચ્છવની બંદી કીદી. ને ટાંકણે થવકજે ચંદરગુપતને પોરહ ચડાવે એવી કવતા લલકારી.

[ રાક્ષ૦ ] શી કવિતા, કહે જોઇયે ?

[ કરભક ‘ ટેકીલા પ્રૌઢ ’ ઇત્યાદિ કહી સંભળાવે છે. ]

[ રાક્ષ૦ હર્ષ સહિત ] સાબાશ, સ્તવકલ, સાબાશ ! અવસરે રોપેલું ભેદનું બીજ ફળશે જ ફળશે. કેમ જે

---

૧ પૃથ્વી ઉપર ચંદ્રરૂપ. ૨ સમસ્ત જગતને હર્ષ ઊપજાવનાર. ૩ આનંદ આપનારી. ૪ (અ) પોયણાંને પ્રફુલ્લિત કરનાર; (આ) જેમની મોહની ભાવના કુત્સિત છે એવા પામર જનને આનંદ ઊપજાવનાર. ૫ (અ) ચંદ્રમા; (આ) ચંદ્રગુપ્ત.

[ અનુષ્ટુભ. ]

રંગમાં ભંગ અવરે, [1]નર જે, ન રજે સહે;
તો પૂરી પ્રભુતા ધારી ભૂપ તે સાંખી શે રહે? ૧૧

[ મલ૦ ] ખરૂં છે.

[ રાક્ષ૦ ] પછી પછી ?

[ કર૦ ] પસે આગન્યા ભંજાયે રોહે ભરાયલા ચંદરગુપતે મશે મશે અમાતજીના ગણુનાં વખાણ કરી હેણા ચાણક્રને અધકારથી દૂર કીદો.

[ મલ૦ ] મિત્ર ભાગુરાયણ ! રાક્ષસના ગુણાનુવાદથી તેના પ્રત્યે ચંદ્રગુપ્તની પૂજ્યબુદ્ધિ જણાઈ આવે છે.

[ ભાગુ૦ ] કુમારશ્રી ખરૂં કહો છો: પણ તે એ દુષ્ટના [2]પરિત્યાગથી વધારે જણાઈ આવે છે.

[ રાક્ષ૦ ] ભાઇ ! કૌમુદીમહોત્સવ એણે અટકાવ્યો એ જ એક ચાણક્ય ઉપર ચંદ્રગુપ્તની ઇતરાજીનું કારણ છે, કે કંઇ વિશેષ છે ?

[ મલ૦ ] મિત્ર ભાગુરાયણ ! ચંદ્રગુપ્તની ઇતરાજીનું વિશેષ કારણ શોધવાનો શો અર્થ હશે ?

[ ભાગુ૦ ] કુમારશ્રી ! બુદ્ધિમાન ચાણક્ય ચંદ્રગુપ્તને નજીવી વાતમાં દૂભવે નહિ, તેમ કૃતજ્ઞ ચંદ્રગુપ્ત તેટલા માટે એનું [3]ગૌરવ લોપે એ નહિ. એ તો અનેક કારણ મળી મળી ચાણક્યચંદ્રગુપ્તનો સંબંધ તૂટે, ત્યારે જ તે ખરેખરો તૂટ્યો કહેવાય.

[ કર૦ ] અમાતજી ! ચંદરગુપતની ઇતરાજીનું વશેક કારણ પણ સે. ઈણે ગાફેલ રહી કુમાર મલેકેત અને અમાતરાકહને ભાગી જવા દીધા, તે.

[ રાક્ષ૦ હર્ષ સહિત ] મિત્ર શકટદાસ ! ત્યારે તો હવે ચંદ્રગુપ્ત મારા હાથમાં આવશે.

[ શક૦ ] હા, ચંદનદાસના બંધ છૂટશે, આપને કુટુંબમેળો થશે અને જીવસિદ્ધિ વગેરેનું દુઃખ ટળશે.

[ ભાગુ૦ સ્વગત ] ખરૂં ખરૂં, જીવસિદ્ધિ વગેરે સૌનું દુઃખ ટળશે ખરૂં !

---

૧ મરદ, ટેકીલો પુરુષ. ૨ તજી દેવો તે. ૩ ભાર, માન.

[ **મલ૦** ] મિત્ર ભાગુરાયણ! 'ત્યારે તો હવે ચંદ્રગુપ્ત મારા હાથમાં આવશે' કહેવાની શી મતલબ?

[ **ભાગુ૦** ] બેશક એમ જ કે, "ચાણક્ય તો દૂર થયો. હવે, ચંદ્રગુપ્ત એકલો રહ્યો, તેને ઊથાપવામાં કંઇ અર્થ નથી."

[ **રાક્ષ૦** ] ભાઇ! અધિકારથી ભ્રષ્ટ થયેલો એ ધૂર્ત ક્યાં છે હાલ?

[ **કર૦** ] કહુમપરમાં જ સે.

[ **રાક્ષ૦** આવેગથી ] કુસુમપુરમાં જ છે? ત્યારે શું એણે તપોવનની વાટ પણ ન લીધી, ને પ્રતિજ્ઞા પણ ફરી ન લીધી?

[ **કર૦** ] અમાતજી! તપોવનમાં જનાર સે, એમ હંભળાય સે.

[ **રાક્ષ૦** ] શકટદાસ, એ ઘટે નહિ. કે,

[ વસંતતિલકા. ]

ના [૧]અગ્ર્ય આસન થકી પ્રભુ નંદ દેવે
ઊઠાડવાનું અપમાન સહી રહ્યો જે,
લોકે અકીર્તિ અતિ આ નર ટેકીલો તે
પોતે કરેલ નૃપના કરથી સહે શે? ૧૨

[ **મલ૦** ] મિત્ર ભાગુરાયણ! ચાણક્ય તપોવનમાં જાય અગર ફરી પ્રતિજ્ઞા લે, એથી રાક્ષસને શો લાભ?

[ **ભાગુ૦** ] ચંદ્રગુપ્તથી ચાણક્ય તદ્દન અળગો થાય, એટલે આડખીલ ટળે ને ધાર્યું થાય: એમ કંઇક જણાય છે.

[ **શક૦** ] અમાત્યજી! અવળા તર્ક જવા દો. ઘટે જ છે આ. જુઓ,

[ સ્રગ્ધરા. ]

જે શીશે ભૂપ કેરે મણિમય મુગટે શોભતે પાય રોપે,
શાનો તે ચક્રવર્તી નિજ જનથી સહે આણનો લેશ લોપે?
વિમાંસી એવું, ત્રાસી [૨]દુરભિચરણથી, ભાવીની ઝાંપી ચાંપે,
ફાવી દૈવે પ્રતિજ્ઞા અવ ફરી નવ લે ક્રોધી કૌટિલ્ય કોપે. ૧૩

---

૧ મુખ્ય. ૨ મારણના અનુષ્ઠાનનું કષ્ટ.

[ રાક્ષ૦ ] એમ હશે ત્યારે. મિત્ર શકટદાસ ! જા, હવે કરભકના ઊતારાનો બંદોબસ્ત કર.

[ શક૦ ] કરૂં. [ કરભકને લેઈને જાય છે. ]

[ રાક્ષ૦ ]–હું પણ કુમારશ્રીના દર્શને જવા ધારૂં છું.

[ મલ૦ પાસે જઈ ] હું જ આર્યના દર્શને આવ્યો છું.

[ રાક્ષ૦ મલયકેતુને જોઈ ] અહો ! કુમારશ્રી પધાર્યા. [ ઊભો થઈ ] બિરાજિયે કુમારશ્રી આ આસને.

[ મલ૦ ] બેસો, બેસો, આર્ય, હું આ બેસું છું.

[ બંને યથોચિત બેસે છે. ]

[ મલ૦ ] આર્ય ! [1]મસ્તકશૂળ કંઇ ઓછું થયું ?

[ રાક્ષ૦ ] કુમારશ્રી ! જ્યાં સુધી કુમારપદને ઠેકાણે અધિરાજપદ કુમારશ્રીના નામને નથી જોડાયું, ત્યાં સુધી મસ્તકશૂળ ઓછું થવું કેવું ?

[ મલ૦ ] આર્યે આદર્યું છે એટલે કરી એ કંઇ અસાધ્ય નથી. હવે યુદ્ધસામગ્રી કરી સૈન્ય સમેત ક્યાં સુધી શત્રુના [2]વ્યસનની શોધમાં આપણે બેસી રહીશું ?

[ રાક્ષ૦ ] કુમારશ્રી ! હવે બેસી રહેવાની વાત કેવી ? ઊપડો, ફતેહ જ છે.

[ મલ૦ ] આર્ય ! શત્રુનું વ્યસન કંઇ જડી આવ્યું ?

[ રાક્ષ૦ ] હા, જડયું છે.

[ મલ૦ ] શું છે તે ? કહો તો ખરા.

[ રાક્ષ૦ ] [3]સચિવવ્યસન. બીજું શું જોઇયે ? ચાણક્યથી ચંદ્રગુપ્તને તૂટ પડી છે.

[ મલ૦ ] પણ આર્ય ! સચિવવ્યસન તે કંઇ વ્યસન નહિ.

[ રાક્ષ૦ ] કુમારશ્રી ! બીજા રાજાના સંબંધમાં કદાચ સચિવવ્યસન તે વ્યસન નહિ એમ ખરૂં; પણ ચંદ્રગુપ્તને તો તે વ્યસન જ.

---

૧ માથાનો દુખાવો. ૨ નબળાઈ. ૩ અમાત્ય અંગની બાબતમાં નબળાઈ.

[ **મલ૦** ] આર્ય ! હું એમ નથી ધારતો. ચંદ્રગુપ્તને તો સચિવવ્યસન તે, વ્યસન નહિ, અવ્યસન જ છે. જુઓ. ચંદ્રગુપ્તની [1]પ્રકૃતિના અણુરાગનું કારણ ચાણક્યના જ દોષો હતા. એ ચાણક્યને તો ચંદ્રગુપ્તે દૂર કર્યો. તેથી, મૂળે ચંદ્રગુપ્તને પ્રકૃતિમંડળ ચ્હાય છે, તે હવે દૃઢ ચ્હાશે.

[ **રાક્ષ૦** ] એમ નહિ. જુઓ. રાજ્યમાં પ્રકૃતિના બે વર્ગ છે, એક મૌર્યનો સંગી ને બીજો નંદનો સંગી. તેમાં મૌર્યનો સંગી વર્ગ કહ્યો, તેને તો ચાણક્યના જ દોષ અણુરાગનું કારણ છે; પરંતુ નંદનો સંગી જે વર્ગ, તેની હકીકત જુદી છે. નંદના સંગીઓ તો 'આ કૃતઘ્ન દુષ્ટે પિતૃભૂત નંદકુળનું નિકંદન વાળ્યું !' એ વિચારે ક્રોધ અને [2]વિદ્વેષના આવેશે ઊકળી રહ્યા છે. તેઓ આશ્રય કરવા યોગ્ય અગ્રેસર ન મળ્યાથી જ ચંદ્રગુપ્તના તાબામાં રહ્યા છે. તે તો શત્રુનો સંહાર કરવા [3]સંભાવિત શક્તિ ધરાવતા કુમારશ્રીને ચડી આવ્યા જોશે, તે જ ઘડીએ ચંદ્રગુપ્તને તજી દેઈ કુમારશ્રીને આવી મળશે. આનો દૃષ્ટાંત જોશો તો હું પોતે જ છું.

[ **મલ૦** ] આર્ય ! શું એકલું સચિવવ્યસન જ કે બીજું કંઇ ચંદ્રગુપ્ત ઉપર ચડાઈ કરવાનું અનુકૂળ કારણ છે ?

[ **રાક્ષ૦** ] બીજાં બહુ હોઇને શો અર્થ છે ? આ જ મુદ્દાનું છે.

[ **મલ૦** ] આ જ મુદ્દાનું કેમ કહો છો ? શું હવે ચંદ્રગુપ્ત રાજકાર્યની ધુંસરી બીજા મંત્રીને શિર મૂકી અગર જાતે જ ઊપાડી લેઈ ઉપાય યોજી નહિ શકે ?

[ **રાક્ષ૦** ] ના, નહિ યોજી શકે. સ્વાયત્તસિદ્ધિ નરેશ ઊપાય યોજી શકે ખરા. પણ [4]દુર્બુદ્ધિ ચંદ્રગુપ્ત તો કેવળ સચિવાયત્તસિદ્ધિ છે, જેથી તે અંધ વત લોકવ્યવહારથી અજાણ્યો છે. તે તે શી રીતે ઉપાય યોજી શકે ? જુઓ,

[ વંશસ્થવિલ. ]

અમાત્યતંત્રી[5] નૃપ [6]મંદધી રજે<br>
ન રાજનીતિની લહે જ શુદ્ધિ જે,<br>
કદી ન મંત્રી વિણુ તે રહી શકે;<br>
ન ધાવણું ધાવણના વિના ટકે. ૧૪

---

૧ રૈયત. ૨ ધિક્કાર. ૩ જેના પ્રત્યે માન ઊપજે એવો. ૪ દુષ્ટ બુદ્ધિવાળો. ૫ તદન પ્રધાન ઉપર જેનો આધાર હોય તે. ૬ મંદ બુદ્ધિવાળો.

[ **મલ૦** સ્વગત ] સદ્‌ભાગ્યે હું અમાત્યતંત્રી નથી. [ પ્રગટ ] એ સત્ય છે. તોપણ ચડાઈનાં પુષ્કળ કારણો હોય ને સચિવવ્યસન સાધી ચડાઈ કરી હોય, તેની વાત તો જુદીસ્તો. ત્યારે તો ફતે જ ફતે.

[ **રાક્ષ૦** ] જરૂર ફતેહ જ કુમારશ્રીએ સમજવી.

[ શાર્દૂલવિક્રીડિત. ]

છે સેના સબળી, કુમાર મુખ્ય છે, [1]પૌરો સ્વપક્ષે જ છે,
ચાણક્યે અધિકારથી ચલિત છે, મૌર્ય નવો ભૂપ છે,
હું એ છું મદદે જ -[ એટલું કહી શરમથી સવિનય ]
કિંચિત દિશા દર્શાવી દેવા વિશે;
[2]હાવાં વાર કુમારના તરફની હાની જ જ્યાંત્યાં દીસે. ૧૫

[ **મલ૦** ] જો આ શત્રુ ઉપર ચઢી જવાનો સમય આર્ય પ્રીછતા હો, તો શા માટે બેસી રહિયે ? આ જ ઘડીએ ઊપડી

[ સુવદના. ]

ગર્જતા, ભેખડોને બળ કરી [3]દળતા, કાળા તન છતાં
સિંદુરે શોણ[4], પ્રૌઢા મુજ ગજ મદનું [5]વારિ બહવતા,
પ્રૌઢ જે શોણ નામે નદ, ઘન વનથી કાળો, તટ બળે
ત્રોડે ને નીર રેલે ગરજી, પી જ જશે તેનું સઉ જળે. ૧૬

અને

[ વસંતતિલકા. ]

ગર્જંતી ઘોર બળથી, જળ ઠાર ઠાર
રેલંતી હેલી મચવી મદ શું અપાર,
જૈ ઘેરશે ગજઘટા પુર હાલ હાલ,
લે વીંટી વિંધ્યગિરિને જ્યમ મેઘમાળ. ૧૭

[ એમ કહેતો મલયકેતુ ભાગુરાયણ સાથે ચાલતો થાય છે. ]

[ **રાક્ષ૦** ] અરે કોણ છે અહીં ?

[ **પ્રિયંવદક** પ્રવેશ કરી ] આજ્ઞા, અમાત્યજી !

---

૧ પાટલિપુત્રના શહેરીઓ. ૨ 'આ ટાણે ( હાવાં વાર ) કુમાર મલયકેતુની ખુવારી ( હાનિ ) જ થવાની સમજાય છે,' આવો ધ્વનિ પણ નીકળે છે, જેથી એ પતાકાસ્થાનક પણ બને છે. ૩ તોડતા. ૪ શોણ એટલે રાતા. ૫ જળ.

[ રાક્ષ૦ ] પ્રિયંવદક ! ડહેલીએ જ્યોતિષીમાંથી કોણ છે ?

[ પ્રિયં૦ ] ક્ષપણક—

[ રાક્ષ૦ અપશુકન લેખી સ્વગત ] ક્ષપણક !

[ પ્રિયં૦ ] જીવસિદ્ધિ.

[ રાક્ષ૦ ] એ [1]અનિંદ્ય [2]દર્શનના સાધુ છે. ભલે, બોલાવ એમને અંદર.

[ પ્રિયં૦ ] આજ્ઞા, અમાત્યજી. [ જાય છે ને પાછા જીવસિદ્ધિ સાથે પ્રવેશ કરે છે. ]

[ જીવ૦ ]

[ ગાથા. ]

જે કડવા પણ હિતકર [3]શાસન ઔષધ વડે રૂડી રીતે
મોહનું દુઃખ મિટાવે, સેવો [4]અર્હંત તે પ્રીતે. ૧૮

[ પાસે આવી પ્હોચતાં ] ધર્મસિદ્ધિ હો, શ્રાવક.

[ રાક્ષ૦ ] મહારાજ ! અમારા [5]પ્રયાણનો દિવસ જુઓ તો.

[ જીવ૦ વેઢા ગણી ] શ્રાવક ! જોયો. પૂનમનો દિવસ બપોર પછી છે બધી રીતે શુભકારી. વળી તમને ઉત્તરથી [6]દક્ષિણનો માર્ગ લેતાં છે [7]ન-ક્ષત્ર દક્ષિણ. જુઓ.

[ ગાથા. ]

કેતુ[8] ઊગી આથમતાં [9]સંપૂરણ ચંદ્રનો ઉદય થાતાં
સિદ્ધિ સકળ [10]બુધલગ્ને [11]સૂર અસ્ત થવાની સંધિ છતાં. ૧૯

---

૧ ન નિંદવા લાયક. ૨ પંથ, ધર્મ. ૩ આજ્ઞા. ૪ (अ) ઉત્તમ પાંચમી ભૂમિકાના બૌદ્ધ સાધુ; (आ) પૂજ્ય ચાણક્ય. ૫ મુકામ ઊઠાવવો તે, ચડાઈ. ૬ દક્ષિણનો માર્ગ= (अ) દક્ષિણ દિશા તરફનો રસ્તો; (आ) જમપુરીનો રસ્તો. ૭ છે ન-ક્ષત્ર દક્ષિણ= (अ) દક્ષિણદ્વારિયું નક્ષત્ર છે; (आ) ભાગુરાયણ વિજયવર્મા આદિ ક્ષત્રિય સુભટો અનુકૂળ ( દક્ષિણ ) નથી, જમપુરી જતાં અનુકૂળ નથી, એટલે છેક તમારા જાનની ખુવારી થવા નહિ દે; કેમકે ચાણક્યની તેવી આજ્ઞા છે. ૮ (अ) કેતુ ગ્રહને નામે ઓળખાતું સંપાતબિંદુ; (आ) મલયકેતુ. ૯ ચંદ્ર=(अ) ચંદ્રમા; (आ) ચંદ્રગુપ્ત. ૧૦ (अ) બુધ જેનો સ્વામી છે એવા કન્યા લગ્નમાં; (आ) બુદ્ધિમાન ચાણક્ય પાસે. ૧૧ (अ) સૂર્ય; (आ) હે શૂરા રાક્ષસ !

[ **રાક્ષ૦** ] પણ, મહારાજ, તિથિ જ મુદ્દે વાંધા પડતી છે ને ?

[ **જીવ૦** ] શ્રાવક ! એકગણું તિથિનું, ચારગણું નક્ષત્રનું અને સોગણું ચંદ્રનું બળ છે, એમ જ્યોતિષ શાસ્ત્રમાં છે. માટે

[ ગાથા. ]

છાંડો આ-ગ્રહ કૂડો, અવશ્ય લગ્ન જ સુલગ્ન નીવડશે;
લાભ અલેખે તમને ચંદ્રબળે સર્વથા જડશે. ૨૦

[ **રાક્ષ૦** ] મહારાજ ! રહો, બીજા જ્યોતિષીને પૂછી જોઇએ.

[ **જીવ૦** ] શ્રાવક ! પૂછી જુઓ તમે તમારે. અમે તો જઇશું.

[ **રાક્ષ૦** ] કેમ, મહારાજ રૂઠ્યા કે શું ?

[ **જીવ૦** ] મહારાજ તો કંઇ એ નથી રૂઠ્યા;

[ **રાક્ષ૦** ] ત્યારે ?

[ **જીવ૦** સ્વગત ] ભગવાન જમરાજ રૂઠ્યા છે; [ પ્રગટ ] તમે જ રૂઠ્યા છો; શાથી જે સ્વપક્ષ નહિ ને પરપક્ષ તમારે માન્ય છે. [ ચાલ્યો જાય છે. ]

[ **રાક્ષ૦** ] પ્રિયંવદક ! દિવસ કેટલોક છે ?

[ **પ્રિયં૦** ] અમાત્યજી ! સૂર્ય ભગવાન આથમવાની તૈયારીમાં છે.

[ **રાક્ષ૦** ઊઠી નજર કરી ] અહો ! સૂર્ય નારાયણ અસ્ત પામે છે.

[ સ્રગ્ધરા. ]

ભાળંતાં ભાનુ કેરા ઉદય, જણવીને [1]રાગ અંગે સુભાતે
છાયારૂપે અગાડી ઝટપટ નગ[2] જે દોડતા'તા પ્રભાતે,
દીસે છે આ સમે તે સરવ ફરી જતા સૂર્યનો અસ્ત થાતાં;
ભર્તાને ભૃત્યવર્ગે ઘણું કરી તજી દે દૈવ રીસાઈ રૂહેતાં. ૨૧

[ બંને જાય છે. ]

---

૧. (**અ**) રતાશ; (**આ**) પ્રીતિ. ૨ ઝાડ.

# મેળની મુદ્રિકા.

## વિષ્કંભક ૧.

[ એક તરફથી મ્હોરબંધ દાગીનાનો દાબડો અને લેખ લઈ સિદ્ધાર્થક પ્રવેશ કરે છે. ]

[ **સિદ્ધા૦** ] અહાહા ! આજે

[ ગાથા. ]

બુદ્ધિઝરણના જળથી સીંચાઈ [1]દેશકાળના કળશે
ફાલેલ નીતિવેલી ગુરુજીની ગરવું ફળ ફળશે. ૧

માટે આ પરથમ ગુરુજીએ લખાવેલું અમાત્યરાખસસની મ્હોરથી છાપેલું લખત, અને આ પણ એ જ મ્હોરથી છાપેલો ઘરેણાંનો દાબડો લેઈ હું પાટલિપુત્ર જવાનું કરૂં. [ પરિક્રમણ કરી જીવસિદ્ધિ સામો આવતો જોઈ ] અહો, મહારાજ જીવસિદ્ધિ પધારે છે. ત્યારે હું એમને મળીને જાઉં.

[ **જીવ૦** સામેથી પ્રવેશ કરતાં ]

[ ગાથા. ]

લોકે જે [2]લોકોત્તર માર્ગ લ્હે [3]સિદ્ધિ [4]બુદ્ધિગાંભીર્ય,
નમણો આઠ અંગે એવા [5]અર્હતને કરિયે. ૨

[ **સિદ્ધા૦** ] નમો નમો મહારાજ !

[ **જીવ૦** ] શ્રાવક ! ધર્મસિદ્ધિ હો. [ ધારીને જોઈ ] શ્રાવક ! દેશાંતર જવાનું તેં નિર્ધાર્યું હોય, એમ જણાય છે.

---

૧ ક્યાં કેવા અવસરે કેવી રીતે વર્તવું તેનો વિચાર તે; દેશકાળવિભાગ. ૨ (**अ**) લૌકિક યજ્ઞયાગાદિથી ભિન્ન **स्रोतःप्राप्ति, सकृदागमी, अनागमी** અને **आर्य** કિંવા **आर्हत** એ ચાર **निर्वाण** પામવાના **मार्ग** ( જુઓ મન્મથ નાથ શાસ્ત્રી કૃત Buddha; His life, his teachings, his order ); (**आ**) અપૂર્વ ભેદવિધિરૂપ. ૩ (**अ**) નિર્વાણ; (**आ**) કાર્ય પાર પડવું તે. ૪ (**अ**) ઊંડું **बोधि** તત્ત્વ; (**आ**) અગાધ બુદ્ધિ. ૫ (**अ**) પરમ કોટિના બૌદ્ધ સાધુ; (**आ**) પૂજ્ય ચાણક્ય.

[ સિદ્ધા૦ ] મહારાજ ! તે તમે કેમ જાણ્યું ?

[ જીવ૦ ] શ્રાવક ! એમાં શું જાણવું'તું ? આ તારા કાને ખોસેલો લેખ જ કહી આપે છે.

[ સિદ્ધા૦ ] હું દેશાંતર જાઉં છું તે મહારાજે જાણ્યું, ત્યારે કહો જોઈ, આજનો દિવસ કેવો છે ?

[ જીવ૦ ખડખડ હસી ] વાહવાહ, શ્રાવક ! માથું મૂડાવી કરી નક્ષત્ર પૂછે છે !

[ સિદ્ધા૦ ] મહારાજ ! હજુ એ શું વહી ગયું છે ? કહો તો ખરા. જો અનુકૂળ હશે તો જઈશ: નહિ તો પાછો ફરીશ.

[ જીવ૦ ] શ્રાવક ! સાત અનુકૂળ હોય, તો એ શું ? સૌ મિથ્યા છે. આજકાલ છાપ વિના અહીંથી ચસકાય એવું નથી.

[ સિદ્ધા૦ ] હેં, મહારાજ ! શું કહો છો ?

[ જીવ૦ ] શ્રાવક ! અગાઉ તો કટકમાં આવવા જવાની કોઈને કંઈ બંધી ન હતી. પણ હવે કુસુમપુર સમીપ છે, તેથી છાપ વિના જવા આવવા દેતા નથી. માટે જો તારી પાસે ભાગુરાયણની છાપ હોય, તો સુખે સિધાવ; નહિ તો છાનોમાનો બેસી રહે. રખેને ચોકીવાળા તને ઝાંઝર પહેરાવી ચતુર્ભુજસ્વરૂપે દરબારમાં દોરે.

[ સિદ્ધા૦ ] શું મહારાજ જાણતા નથી કે હું તો અમાત્યરાખસસનો સેવક સીધારથ છું ? મને તો છાપ વના પણ કોણ રોકનાર છે ?

[ જીવ૦ ] તું રાક્ષસનો સેવક હો કે પિશાચનો. પણ છાપ વિના છૂટાબારી છે નહિ.

[ સિદ્ધા૦ ] હશે, મહારાજ, કોપ ન કરો ને કહો કે ફત્તે.

[ જીવ૦ ] ફત્તેહ કર, શ્રાવક ! તું જા તારે કામે ને હું જાઉં ભાગુરાયણ પાસે છાપ લેવા.

[ બંને જાય છે. ]

# મેળની મુદ્રિકા.

## અંક ૫.

[ પરિચારક ભાસુરક સાથે ભાગુરાયણ પ્રવેશ કરે છે. ]

[ **ભાગુ૦** સ્વગત ] અહો, આર્ય ચાણક્યની નીતિની કેવી બલિહારી છે !

[ શિખરિણી. ]

ઘણી વારે ભાસે છતી, ઘણીક વારે અણછતી:
ઘણી વારે મ્હોળી સ્ફુરતી, ઘણી વારે ક્ષીણ થતી:
ઘણી વારે ફીટી જતી, ઘણીક વારે ય ફળતી:
દીસે છે નીતિ એ વિધિગતિ સમી અદ્દભુત અતિ ! ૧

[ પ્રગટ ] ભાસુરક ! કુમારશ્રી મને પળવાર પણ અળગો થયો ઇચ્છતા નથી. માટે આ કચેરીમાં જ આસન બિછાવ.

[ **ભાસુ૦** ] સરદાર ! આ આસન બિછાવ્યું. બિરાજિયે,

[ **ભાગુ૦** આસને બેસી ] કોઇ છાપ સારૂ મને મળવા આવે તેને અંદર લાવજે.

[ **ભાસુ૦** ] હુકમ, સરદાર. [ જાય છે. ]

[ **ભાગુ૦** ] અફસોસ ! આટલે દરજ્જે પ્રીતિ રાખતા મલયકેતુને છળાવો ભારે વિષમ લાગે છે ! અથવા

[ શિખરિણી. ]

ચૂકી લજ્જા, મૂકી કુળકીરતિ એ, ટેક તજીને
વપુ પોતે વેચ્યું ક્ષણિકધનલોભે ધનિકને,
કર્યું ત્યાં તો તેનું કરવું જ: શું થાયે કણકણ્યે ?
રૂડા કે ભૂંડાની ચીવટ નવ હોયે અવશને. ૨

[ એવે પ્રતીહારી વિજયા સાથે મલયકેતુ પ્રવેશ કરે છે. ]

[ **મલ૦** સ્વગત ] મને રાક્ષસ વિશે વિવિધ વિકલ્પ થયા કરે છે, જેની ગૂંચવણને લીધે કંઇ ગડ બેસતી નથી.

[ શાર્દૂલવિક્રીડિત. ]

નેહે ગાઢ 'યશસ્વી નંદસુત આ છે મૌર્ય' એ લેખીને
શું સંધિ કરશે, પદચ્યુત કર્યો કૌટિલ્ય એ પેખીને ?

કે ટેકીલી પ્રમાણી ભક્તિ પણ એ પોતા તણું પાળશે ?
એ ચાકે ચઢી ચિત્ત નિત્ય ભમતું આ મુજ મૂઝાય છે ! ૩

[પ્રગટ] વિજયા ! ક્યાં છે ભાગુરાયણ ?

[**વિજ૦**] આ રહ્યા, ખુદાવંદ. મેલાણમાંથી જનારને એ છાપ કરી આપે છે.

[**મલ૦**] એમની આ તરફ પૂંઠ છે. વિજયા ! રહે. હું એમની આંખો દબાવું છું. તું હાલીશ ચાલીશ નહિ, હો.

[**વિજ૦**] હુકમ, ખુદાવંદ.

[**ભાસુ૦** બીજી તરફથી પ્રવેશ કરી] સરદાર ! બહાર ખપણક ઊભેલ છે, તે છાપ સારૂં ખાવિંદને મળવા ચ્હાય છે.

[**ભાગુ૦**] ભલે આવે.

[**ભાસુ૦**] બહુ સારૂં, સરદાર. [જાય છે ને ક્ષપણક જીવસિદ્ધિને મોકલે છે.]

[**જીવ૦**] શ્રાવક ! ધર્મસિદ્ધિ હો.

[**ભાગુ૦** નિહાળીને સ્વગત] અહો, આ તો રાક્ષસનો મિત્ર જીવસિદ્ધિ. [પ્રગટ] કાં, મહારાજ ! કંઇક રાક્ષસના કામે જ જતા હશો.

[**જીવ૦** કાનમાં આંગળીઓ ઘાલી] અર્હંત અર્હંત ! એ શું અધરમ બોલ્યા ? એ પિશાચ રાક્ષસનું નામે કાને ન પડે, ત્યાં હું જાઉં છું.

[**ભાગુ૦**] અહો, મહારાજ મિત્ર ઉપર ભારે રોષે ભરાયા છો ! રાક્ષસે મહારાજનો એવો શો અપરાધ કર્યો છે ?

[**જીવ૦**] શ્રાવક ! રાક્ષસે કંઇ એ અપરાધ કર્યો નથી. અપરાધ તો મારો પોતાનો—મારા ભૂંડા કરમનો છે.

[**ભાગુ૦**] મહારાજ ! તમારા આ બોલથી મને કૌતક થાય છે.

[**મલ૦** સ્વગત] મને પણ કૌતક થાય છે.

[**ભાગુ૦**] હું હકીકત સાંભળવા ઇચ્છું છું.

[**મલ૦** સ્વગત] હું પણ સાંભળવા ઇચ્છું છું.

[**જીવ૦**] શ્રાવક ! જે સંભળાવાય એવું નથી, તે સાંભળવામાં તમને શો અર્થ છે ?

[ ભાગુ૦ ] જો છાની વાત હોય, તો રહેવાદો, મહારાજ, નથી સાંભળવી.

[ જીવ૦ ] છાની તો કંઇ નથી.

[ ભાગુ૦ ] છાની નથી, ત્યારે તો કહો.

[ જીવ૦ ] શ્રાવક ! છાની નથી, તોએ આ જીભે નહિ કહું.

[ ભાગુ૦ ] છાપ પણ ત્યારે નહિ દઉં.

[ જીવ૦ સ્વગત ] જાણવા આરત બતાવે છે, ત્યારે કહું એને. [પ્રગટ] ન ચાલ્યે કહું છું ત્યારે. સાંભળો. શ્રાવક ! હું પ્રથમ પાટલિપુત્રમાં રહેતો હતો, ત્યારે મારા દુર્ભાગ્યે મારે રાક્ષસ સાથે મૈત્રી બંધાઈ. તેવે થયું શું, કે રાક્ષસે વિષકન્યા યોજી ગુપ્ત રીતે મહારાજ પર્વતેશ્વરને મારી નંખાવ્યા.

[ મલ૦ આંસુ સાથે સ્વગત ] શું રાક્ષસે પિતુશ્રીને મારી નંખાવ્યા, ચાણક્યે નહિ ?

[ જીવ૦ ] તે વખતે, આ રાક્ષસનો મિત્ર જ એમનો ઘાટ ઘડનાર, એવું ઠરાવી દુષ્ટ ચાણક્યે મને ફજેતી સાથે દેશપાર કર્યો. હવે વળી તે અનેક રાજ્યખેલનો ખેલાડી એવું કંઇક કરવા બેઠો છે, કે તેથી મારે દુનિયાંપાર જ થવા વારો આવે.

[ ભાગુ૦ ] મહારાજ ! એ અઘોર કૃત્ય રાક્ષસે નહિ, પણ ભૂંડા ચાણક્યે કર્યાનું અમે તો સાંભળ્યું છે. કહે છે કે કબૂલેલું અર્ધું રાજ્ય આપવું ન પડે, એટલા માટે એણે એ કરમ કર્યું.

[ જીવ૦ કાનમાં આંગળીઓ ઘાલી ] હળાહળ અધરમ ! અર્હંત અર્હંત ! ચાણક્યે તો વિષકન્યાનું નામે ન્હોતું સાંભળ્યું.

[ ભાગુ૦ ] લો, મહારાજ, આ છાપ. પણ રહો, આ કુમારશ્રીને જરા નિવેદન કરીને જાઓ.

[ મલ૦ પાસે જઈ અશ્રુપૂર્ણ નેત્રે ]

[ રુચિરા. ]

[1]અમિત્રના [2]સુહૃદનું કર્ણ વીંધતું
સુણ્યું સુખે ! વચન કુશત્રુ ચીંધતું:

---

૧ દુશ્મન. ૨ મિત્ર.

પિતાજીના વધ તણું જેથી એવડું
ઉરે ઊંડું દુખ ઊંઅળે સદાવડું. ૪

[ જીવ૦ સ્વગત ] ઓહોહો ! હીણા મલયકેતુએ સાંભળ્યું તો ! થયો બેડો પાર ! [ ચાલતો થાય છે. ]

[ મલ૦ આકાશ તરફ નજરથી ] અરરર ! રાક્ષસ !

[ વસંતતિલકા. ]

નિશ્ચિંત ચિત્ત ભરુસો તુજ ક્રૂર ! આણી,
સૌ સોંપ્યું કાર્ય તુજને નિજ મિત્ર માની;
તે તાત બંધુ રડતા કરીને હણ્યા તેં !
ભાસે તું રાક્ષસ જ રાક્ષસ ! સર્વ વાતે. ૫

[ ભાગુ૦ સ્વગત ] ગુરુશ્રીની આજ્ઞા છે કે રાક્ષસના જીવનું જોખમ ન થવું જોઇએ. માટે આમ કર્યું હોય, તો ઠીક. [ પ્રગટ ] કુમારશ્રી ! અકળામણ ન કરો, આસને બિરાજો. મારે કંઇક વિજ્ઞાપના કરવી છે.

[ મલ૦ બેસીને ] મિત્ર ! શું કહેવું છે ?

[ ભાગુ૦ ] કુમારશ્રી ! આ લોકમાં રાજદ્વારીની શત્રુ–મિત્ર–તટસ્થની ગણુતરી અર્થ સર હોય છે, અન્ય સંસારીની પેઠે સ્વેચ્છા સર નથી હોતી. હવે તે સમયે રાક્ષસ સર્વાર્થસિદ્ધિને રાજા બનાવવા ઇચ્છતા હતા. એ અર્થ પાર પાડવામાં માત્ર મહારાજા પર્વતેશ્વરની જ આડખીલ હતી; કેમકે એ શુભનામી પૃથ્વીપતિ ચંદ્રગુપ્તથી પણ પ્રતાપે અધિક હતા. તે કારણથી રાક્ષસે તે સમયે એમ કર્યું હશે. એ જોતાં તેમનો એમાં અતિ દોષ હું ગણુતો નથી. જુઓ,

[ ઇંદ્રવજ્રા. ]

મિત્રો તણા શત્રુ જ અર્થથી ને
શત્રુ તણા મિત્ર કરી દઇને
નીતિ સ્થિતિ પૂર્વની ભૂલવાડી
આ જન્મ જન્માંતર દે પમાડી ૬

તેટલા માટે આ બાબતમાં કંઇ કડવો બોલ ન કહેતાં નંદરાજ્ય હાથ આવી જાય ત્યાં સુધી અમાત્ય રાક્ષસને આપણા કરી રાખવા ઘટે છે. ત્યાર-બાદ રાખવા ન રાખવાની બાબતમાં ખાવિંદ ધણી છો.

[ **મલ૦** ] એ પણ, મિત્ર, તમે ઠીક કહો છો. બીજું એમ પણ છે કે એને વધની શિક્ષા ફરમાવિયે, તો પ્રકૃતિમંડલ ખળભળી ઉઠે: ને તેમ થતાં કદાચ જીતની બાજી કથળી જાય.

[ **ભાસુ૦** પ્રવેશ કરી મલ૦ પ્રતિ ] ઘણી ખમા ખાવિંદ! [ ભાગુ૦ પ્રતિ ] સરદાર ! ચોકીનાં થાણાંના નાયક દીરઘચખ જાહેર કરે છે કે એક સખસ છાપ વિના લશ્કરમાંથી નીકળી જવાનું કરતો હતો, જેથી અમે એને પરહેજ કરી મોકલ્યો છે. એની પાસે બીડેલું લખત પણ છે. સરદાર એની ઘટિત તપાસ કરશો.

[ **ભાગુ૦** ] અંદર લાવ એને.

[ **ભાસુ૦** ] બહુ સારૂં, સરદાર. [ જાય છે અને બંદીવાનની દશામાં સિદ્ધાર્થકને લેઈ પાછો પ્રવેશ કરે છે. ]

[ **સિદ્ધા૦** સ્વગત ] નમો નમો સામિભગતીને.

[ ગાથા. ]

જનની એ અમ જનની. એની જે ! એહને ભજું ભાવ:
સારૂં નરસું ન જોઈ અરદક જેહ હુકમ મનાવે. ૭

[ **ભાસુ૦** પાસે આવી ] સરદાર ! આ એ સખસ.

[ **ભાગુ૦** જોઈ ભાસુ૦ પ્રતિ ] અલ્યા ! આ નવાસવો આવેલો છે કે અહીં જ કોઇની તે નાતનો છે ?

[ **સિદ્ધા૦** ] સરદાર ! હું તો અમાત્ય રાખસસનો સેવક છું.

[ **ભાગુ૦** ] ભાઇ, ત્યારે કટકમાંથી જાય છે ને છાપ કેમ નથી લીધી ?

[ **સિદ્ધા૦** લેખ તરફ નજર ખેંચી ] સરદાર ! કામ ઘણું ભારે છે. મને પાણી પીવા રહેવાની પણ મના છે.

[ **ભાગુ૦** ] અરે ! એવું તે કેવું ભારે કામ છે, કે રાજશાસનનું પણ ઉલ્લંઘન કરે છે ?

[ **મલ૦** ] મિત્ર ભાગુરાયણ ! લાવો તો એ લેખ.

[ **ભાગુ૦** સિદ્ધા૦ પાસેથી લેખ લેઈ તે ઉપરની મ્હોર જોઈ ] કુમારશ્રી ! આ લેખ ઉપર રાક્ષસની છાપ છે.

[ **મલ૦** ] છાપને ઈજા ન આવે એમ ઉકેલો ને બતાવો.

[ ભાગુ૦ મ્હોર સાચવી ઉકેલી લેખ રજુ કરે છે. ]

[ **મલ૦** વાંચે છે. ] 'સ્વસ્તિ ! શ્રી અમુક સ્થાને અમુક વિશેષણના અમુક પુરુષને અમુક સ્થાનથી અમુક પુરુષની વીનતી છે, જે અમારા દુસ્મનનો પગ ટાળી[1] સત્યવંતે અમને આપેલું વચન તો પાળ્યું. હવે અમારા મિત્રો જે આપના કામમાં ભળેલા છે, તેમને પણ બોલી પાળી સત્યવંત પ્રીતિ ઊપજાવશો. એઓ ધણીનો ઘાટ ઘડી ઉદાર સત્યવંતની સેવા બજાવનાર છે. એમને બરાબર સાધી રાખ્યા છે. સત્યવંત ભૂલી તો નહિ જ ગયા હો, તે છતાં યાદ દેવરાવિયે છિયે કે એઓમાંના કેટલાકને સામા ધણીનાં વસુ[2] ને [3]પશુ અને કેટલાકને એની ભોંય[4] જોઇયે છે. બીજું સત્યવંતે જે ત્રણ આભૂષણ મોકલ્યાં તે પ્હોચ્યાં છે. અમે પણ લેખ સાથે ફૂલ નહિ ને ફૂલની પાંખડી મોકલી છે, તે અશૂન્યાર્થ[5] તરીકે સ્વીકારશો. ઉપરાંત મુખસંદેશ પરમ વિશ્વાસુ સિદ્ધાર્થક કહેશે.' [ વાંચી રહી ] મિત્ર ભાગુરાયણ ! કોના ઉપરનો પત્ર હશે આ ?

[ **ભાગુ૦** ] અરે ભાઇ ! આ લેખ કોના ઉપરનો છે ?

[ **સિદ્ધા૦** ] હું-એં-એં, સરદાર, મમ્ મને ખબર નથી—

[ **ભાગુ૦** ] હેં લુચ્ચા ! લેખ લેઈ જાય છે ને ખબર નથી કે કોના ઉપરનો છે એ ? ઠીક, એ તો રહ્યું, પણ તારે મુખસંદેશ કહેવાનો છે તે કોને ?

[ **સિદ્ધા૦** થરથરતો ] આ—આ—આપને-

[ **ભાગુ૦** ] શું અમને ?

---

૧ (**અ**) કાઢી મૂકી; (**આ**) ઘેર આવતો બંધ કરી. ૨ (**અ**) ખજાનો; (**આ**) પૂંજી. ૩ (**અ**) હાથીઘોડા; (**આ**) ઢોરઢાંકર. ૪ (**અ**) રાજ્ય; (**આ**) ખેતર વગેરે. ૫ ઠાલો લેખ ન મોકલાય, માટે તે સાથે મોકલેલી ભેટ.

[ **સિદ્ધા૦** ] આ–આ–આપને તાપે, મમ્–મને અહીં બાંધી આણી ખખ્–ખડો કર્યો છે, એ–એ–એટલે હું ગગ–ગભરાઈ ગયો છું–મ–મને ખબર નથી કે શું–શું કહું ?

[ **ભાગુ૦** ક્રોધથી ] હવણાં ખબર પડશે. ભાસુરક ! ઠોકો એ લુચ્ચાને બહાર લેઈ જઈ સીધો જવાબ દે ત્યાં સુધી.

[ **ભાસુ૦** ] હુકમ. [ સિદ્ધા૦ને લેઈ જાય છે; પછી થોડીક વારે પુનઃ પ્રવેશ કરી ] સરદાર ! માર મારતાં એની કાખમાંથી આ મ્હોરછાપવાળો દાબડો નીકળી પડ્યો.

[ **ભાગુ૦** તપાસી જોઈ ] કુમારશ્રી ! આ દાબડા ઉપર પણ રાક્ષસની છાપ છે.

[ **મલ૦** ] મિત્ર ! એ લેખનો અશૂન્યાર્થ હશે. એ છાપને પણ ઇજા ન આવે એમ દાબડો ઊઘાડો ને બતાવો !

[ **ભાગુ૦** મ્હોર સાચવી દાબડો ઊઘાડી બતાવે છે. ]

[ **મલ૦** જોતાં જ ] અરે ! આ તો જે આભૂષણ મેં મારા શરીર ઉપરથી ઊતારી રાક્ષસને અર્પણ કર્યું હતું તે છે ! આ શું ? હાં, જાણ્યું. લેખ ચંદ્રગુપ્ત ઉપરનો હશે.

[ **ભાગુ૦** ] કુમારશ્રી ! અબઘડી નક્કી કરિયે છિયે, એટલે સંશયનો અવકાશ નહિ રહે. અરે ! પાછા એને બહાર લેઈ જાઓ ને ઠોકો.

[ **ભાસુ૦** ] હુકમ. [ જઈ સિદ્ધા૦ સાથે પાછો પ્રવેશ કરી ] ખાવિંદ ! સારી પેઠે બંબજાવ્યો ત્યારે હવે એ કહે છે, કે બધું આપજીને કહેવા તૈયાર છું.

[ **મલ૦** ] ભલે, અમને કહે.

[ **સિદ્ધા૦** પગે પડી ] આપજી, કિરપા કરીને મને અભેદાન દીજીયે.

[ **મલ૦** ] પરાધીન પુરુષને અભય જ છે. તું તારે હોય તેવું કહી દે, એટલે છૂટ્યો.

[ **સિદ્ધા૦** ] સાંભળિયે, આપજી. આ લખત આપી અમાત્યરાખસે મને ચંદ્રગુપતની હજુરમાં મોકલ્યો હતો.

[ મલ૦ ] તે તો ઠીક, પણ મુખસંદેશ જે કહેવાનો, તે શો છે? એ અમે જાણવા ચ્હાઇયે છિયે.

[ સિદ્ધા૦ ] કહું છું, બાપજી! મને અમાત્યે ફરમાવ્યું છે કે 'કુલૂત દેશનો રાજા ચિતરવરમા, મલેભૂમિનો રાજા સિંહનાદ, કાશમીર દેશનો રાજા પુશકરાખ, સિંધુદેશનો રાજા સિંધુસેન અને પારસીકરાજ્યનો રાજા મેધાખ—એ અમારા પરમ સનેહી પાંચ રાજાઓ આપના કામમાં ભળેલા છે. તેઓમાંથી પહેલાં કહેલા તેણ રાજાઓને મલેકેતુની ભૂંઇ જોઇયે છે ને બીજા એને હાથી અને ભંડાર જોઇયે છે. માટે જેમ ચાણકયનો પગ ટાળી મહારાજે અમને સંતોક ઉપજાવ્યો, તેમ આમને પણ પઇલું સમરપી સંતોક ઉપજાવશો. એ પરમાણે મુખસંદેશ કહેવો.'

[ મલ૦ સ્વગત ] શું ચિત્રવર્મા આદિક પણ મારો દ્રોહ કરે છે? એમ હોય. શાથી જે રાક્ષસ સાથે એમને ઘણાઘણી બહુ છે. [ પ્રગટ ] વિજયા! જા, રાક્ષસને તેડી લાવ. કામ છે.

[ વિજ૦ ] હુકમ, ખુદાવંદ. [ જાય છે. ]

[ બીજી તરફ પ્રિયંવદક સહવર્તમાન સ્વભવનસ્થ આસનગત રાક્ષસ વિચાર કરતો દૃષ્ટિએ પડે છે. ]

[ રાક્ષ૦ સ્વગત ] સેનામાં ચંદ્રગુપ્તના સુભટોની ભરતી થઇ છે, તેથી સાચે મારૂં મન કંઇક શંકાશીલ રહે છે. કેમ જે

[ શાર્દૂલવિક્રીડિત. ]

[1]સાધ્યે [2]નિશ્ચિત, [3]પક્ષમાં સ્થિત, વળી સંબંધું સપક્ષે[4], અને
[5]વાંધા હીન વિપક્ષથી તદ્દન જે, સિદ્ધિ જ તે સાધને[6];
પરંતુ
સાધ્યે નક્કી ન, પક્ષમાં સ્થિત નહિ, સંબંધું સપક્ષે નહિ.
ને નિર્બાધ વિપક્ષથી પણ નહિ, લેખું ખુવારી તહીં[7]. ૮

૧ ધારેલું કામ. ૨ દૃઢ, મક્કમ. ૩ પોતપોતામાં સંપીલું. ૪ મળતિયા. ૫ જેમાં બાજી બગાડનાર દુશ્મનો નથી એવું. ૬ લશ્કર. ૭ અન્વયવ્યતિરેકી હેતુ (સાધન) **પક્ષધર્મત્વમ્, સપક્ષે સત્ત્વમ્, વિપક્ષાદ્ વ્યાવૃત્તત્વમ્; અબાધિતવિષયત્વમ્** અને **અસત્પ્રતિપક્ષત્વમ્** એ પાંચ લક્ષણે યુક્ત હોય, તો સિદ્ધાંત સ્થાપન કરવામાં

અથવા અણુરાગનાં કારણ જાણી યોજેલી આપણી ભેરવણીએ ભભેરાયલા એ સૌ સુભટો છે, તો પછી વ્હેમ રાખવાનું કારણ નથી. [ પ્રગટ ] ભાઇ પ્રિયંવદક! અમારા નામથી કુમારના અનુયાયી રાજ-રાણાઓને ખબર આપવી જે હવે દિન પર દિન પુષ્પપુર સમીપ આવતું જાય છે, તેથી પ્રયાણમાં સર્વે આ પ્રમાણે પોતપોતાને ઠરાવેલે સ્થાનકે રહે:—

[ સ્ત્રગ્ધરા. ]

સૌ મ્હોરે મારી વાંસે ખસ મગધ તણા જોધનાં જૂથ હીંડે;
મધ્યે ગાંધાર સંગે યવન નૃપતિઓ ભેદતા ભૂમિ ભીડે;
ને પૂરે પૂંઠ શૂરા શક નરપતિઓ હૂણના સૈન્ય સાથે;
કેતુશ્રીને જ ઘેરી અવર નૃપ રહે ચિત્રવર્માદિ વાટે. ૯

[ **પ્રિયં૦** ] આજ્ઞા, અમાત્યજી. [ જાય છે ]

[ **વિજયા** પ્રવેશ કરી ] જે જે, અમાતજી. હજુરશ્રી અમાતજીને તેડે છે.

[ **રાક્ષ૦** ] અરે! જરા ઘડીક થોભો. કોણ છે રે હાજર?

[ **અનુચર** પ્રવેશ કરી ] ફરમાવિયે, અમાતજી.

[ **રાક્ષ૦** ] શકટદાસને જા કહે જે કુમારે અમને આભુષણ ધારણ કરાવ્યાં છે, તેથી હજુરમાં અડવા–શોકિયા જવું તે ઠીક નહિ. માટે પેલાં ખરીદેલાં ત્રણ આભૂષણમાંથી એક આપો.

[ **અનુ૦** ] આગન્યા, અમાતજી! [ જઈ પાછો પ્રવેશ કરી ] અમાતજી, આ આભૂશણ. [ આભૂષણ આપીને જાય છે. ]

[ **રાક્ષ૦** આભૂષણ સજી આસનથી ઊઠી ] લો, ચાલો હવે દરબાર ભણી.

[ **વિજ૦** ] પધારિયે અમાતજી.

[ **રાક્ષ૦** સ્વગત ] નિર્દોષ પુરુષને પણ અધિકારને અંગે ભારે ભ્રાંતિ રહ્યા કરે છે.

---

સિદ્ધિ એટલે જય મળે જ; ને જો તેથી રહિત હોય, એટલે **અનૈકાન્તિક, વિરુદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ** અને **બાધિત** એ હેત્વાભાસથી દૂષિત હોય, તો હાર થાય. આ બાબત અનુમાન પ્રકરણ જોવું.

[ શિખરિણી. ]

વસે સ્વામી કેરો ડર હર ઘડી અંતર વિશે;
વળી પાસેનાની ફડક પણ ઊંડી ઉર ડસે;
રહે ભીતિ દ્વેષી જનની વળી જામી મન મંહી:
લહે શાણા સર્વે પડતી ચડતી પૂંઠળ સહી. ૧૦

[ વિજ૦ પરિક્રમણ કરી ] અમાતજી પધારિયે. સામા હજૂરથી બિરાજે છે.

[ રાક્ષ૦ જોઈ ] અહા આ કુમાર વિરાજે !

[ પ્રહર્ષિણી. ]

નેનો બે અવિચળ છે ઢળેલ પાયે,
જોતાં તે, પણ નવ દેખતાં જણાયે:
ને મ્હોળા કર પર માથું ચીસર્યું છે,
તે ભારે જયમ ગુરુ કાર્યના નમ્યું છે. ૧૧

[ પાસે જઈ મ્હોચતાં ] જય જય, કુમાર !

[ મલ૦ ] નમસ્કાર આર્ય ! આ આસને બિરાજીયે.

[ રાક્ષસ આસને બેસે છે. ]

[ મલ૦ ] આર્ય મોડા આવ્યા જોઈ અમે ખિન્ન છિયે.

[ રાક્ષ૦ ] પ્રયાણની ગોઠવણી કરવા રહ્યો, તેને લીધે કુમારનો ઠપકો ખાવા વારો આવ્યો.

[ મલ૦ ] આર્ય ! પ્રયાણની શી રીતે ગોઠવણ કરી છે, તે હું જાણવા ચ્હાઉં છું.

[ રાક્ષ૦ ] કુમાર ! આ પ્રમાણે અનુયાયી રાજાઓને ફરમાવ્યું છે. [ "સૌ મ્હોરે" વગેરે કહી સંભળાવે છે. ]

[ મલ૦ સ્વગત ] હાં ! મારૂં કાટલું કરી ચંદ્રગુપ્તની સેવા બજાવવા ટાંપી રહ્યા છે, તેઓને જ મારી આસપાસ ગોઠવ્યા છે ! [ પ્રગટ ] આર્ય ! કોઇ કુસુમપુર જાય છે આવે છે?

[ રાક્ષ૦ ] કુમાર ! હવે જનાર આવનારનું પ્રયોજન નથી. પંડે જ થોડે દિવસે જઈશું ને.

[ **મલ૦** સ્વગત ] જાણિયે છિયે. [ પ્રગટ ] એમ હોય, તો આર્ય કેમ આ માણસને લેખ આપીને મોકલો છો ?

[ **રાક્ષ૦** જોઈ ] અહો ! સિદ્ધાર્થક.–

[ **સિદ્ધા૦** આંસુ સાથે શરમાતો ] માફ કરજો, અમાત્યજી, મારના માર્યો–
[ એટલું કહી અધવચ અટકી ભયથી થરથર ધ્રુજતો નીચે મ્હોએ ઊભો રહે છે. ]

[ **મલ૦** ] ભાગુરાયણ ! સ્વામીના સમક્ષ ભયનો અને શરમનો માર્યો એ નહિ કહે. તમે આર્યને કહી સંભળાવો.

[ **ભાગુ૦** ] જેવી કુમારશ્રીની આજ્ઞા. અમાત્યજી ! આ કહે છે, જે અમાત્યે મને લેખ આપી મુખસંદેશ સાથે ચંદ્રગુપ્ત પાસે મોકલ્યો હતો.

[ **રાક્ષ૦** ] ભાઇ, આ સાચું કહે છે ?

[ **સિદ્ધા૦** શરમાતો ] આં...મારના માર્યો... મેં એમ કહ્યું.

[ **રાક્ષ૦** ] કુમાર ! એ કહ્યું તે ખોટું. મારનું માર્યું માણસ ગમે તે કહે.

[ **મલ૦** ] મિત્ર ભાગુરાયણ ! લેખ બતાવો તો.

[ **ભાગુ૦** ] અમાત્યજી ! આ લેખ. જુઓ.

[ **રાક્ષ૦** નજર ફેરવી જઈ ] કુમાર ! આ તો શત્રુની બનાવટ છે.

[ **મલ૦** ] લેખના અશલ્યાર્થ તરીકે આર્યે આ આભૂષણ પણ જોડે મોકલ્યું છે, ને એ શત્રુની બનાવટ કેમ સંભવે ?

[ **રાક્ષ૦** તપાસી જોઈ ] કુમાર ! ન હોય આ મારૂં મોકલેલું. એ આભૂષણ તો કુમારે મને અને મેં સિદ્ધાર્થકને આપ્યું હતું, તે છે.

[ **ભાગુ૦** ] આવું અમૂલ્ય અને તે પણ ખાસ કરીને કુમારશ્રીએ આપેલું સંભારણું–તે આવાને આપવું હોય ?

[ **મલ૦** ] 'મુખસંદેશ પરમ વિશ્વાસુ સિદ્ધાર્થક કહેશે' એવું પણ આર્યે લખ્યું છે.

[ **રાક્ષ૦** ] મુખસંદેશ કેવો ? લેખ જ મારો ન હોય.

[ **મલ૦** ] ત્યારે આ છાપ કોની ?

[ **રાક્ષ૦** ] ખોટી છાપ પણ ધૂર્ત જન બનાવી જાણે છે.

[ **ભાગુ૦** ] કુમારશ્રી ! અમાત્યજીનું કહેવું ખરૂં છે. ત્યારે, સિદ્ધાર્થક, કહે વારૂં, આ લેખ લખેલો કોણે ?

[ સિદ્ધા૦ રાક્ષ૦ ના સામું જોઈ નીચે મ્હોએ ઊભો રહે છે. ]

[ **ભાગુ૦** ] અલ્યા, ફરીને ગૂંદાપાક ખાવાનું શા માટે માગી લે છે ? કહી દે ને જે હોય તે.

[ **સિદ્ધા૦** ] શ—ક—ટ—દા—સે, સરદાર.

[ **રાક્ષ૦** ] શકટદાસે લખ્યો તે તો મેં જ લખ્યો.

[ **મલ૦** ] વિજયા ! શકટદાસને તેડી લાવ.

[ **વિજ૦** ] હુકમ, ખુદાવંદ.

[ **ભાગુ૦** સ્વગત ] સંશય પડતું કરવાની ગુરુશ્રીના જાસુસને બાધા છે. માટે આમ કરૂં, જેથી સજડ ઘાટ બેસે. [ પ્રગટ ] કુમારશ્રી ! શકટદાસ આવીને એ અમાત્યના રૂબરૂ આ મેં લખ્યું છે એવું કબૂલ કરનાર નથી. માટે એના હાથનું બીજું કોઇ લખત મગાવવું ઘટે છે. અક્ષરનું સરખાપણું જ સઉ કહી આપશે.

[ **મલ૦** ] તો, વિજયા, એમ કર.

[ **ભાગુ૦** ] કુમારશ્રી ફરમાવો, તો મુદ્રા પણ લાવે.

[ **મલ૦** ] ભલે, વિજયા, બેઉ એ લેઈ આવ.

[ **વિજ૦** ] હુકમ, ખુદાવંદ. [ જઈ લખત ને મુદ્રા લેઈ પાછી પ્રવેશ કરી ] ખુદાવંદ ! આ શકટદાસના હાથનું લખત અને આ મુદ્રા.

[ **મલ૦** બંને ધારીને સરખાવી જોઈ ] આર્ય ! અક્ષર મળતા આવે છે.

[ **રાક્ષ૦** સ્વગત ] અક્ષર મળતા આવે છે. સાથે 'શકટદાસ મારો મિત્ર છે' એ અક્ષર નથી મળતા. શું એમ તો ન હોય કે શકટદાસે

[ અનુષ્ટુભ. ]

લક્ષ્મી અસ્થિરના લોભે સ્થિર કીર્તિ જવા દઈ,
સંભારીને સુતસ્ત્રીને વીસાર્યા સ્વામીને સહી ! ૧૨

અથવા હવે સંદેહ કેવો !

[ શાર્દૂલવિક્રીડિત. ]

મુદ્રા એનીઁ જ આંગળી તણીઁ, સખા એનો જ સિદ્ધાર્થકે,
લેખે કૂડભર્યો બીજા લખતથી એનો જ જોતાં વકે:
નિશ્ચે ભક્તિ ભૂલી ભળી ખટપટી વૈરીની કક્ષા[1] વિશે
હીણા સ્વારથ માટ મંદ શકટે આ કર્મ કીધું હશે. ૧૩

[ મલ૦ ધારીને જોઈ ] આર્ય ! 'સત્યવંતે જે ત્રણ આભૂષણ મોકલ્યાં તે પ્હોચ્યાં છે' એમ જે આર્યે લખ્યું છે, તેમાંનું જ આ એક કે ? [ તપાસીને સ્વગત ] અરે ! આ તો પિતુશ્રી પહેરતા તે ! [ પ્રગટ ] આર્ય ! આ આભૂષણ શી રીતે તમારા હાથમાં આવ્યું !

[ રાક્ષ૦ ] વેચાતું હતું, તે મૂલવી લીધું.

[ મલ૦ ] વિજયા ! આની કંઈ ઓળખ પડે છે તને ?

[ વિજ૦ ધારીને જોઈ આંસુ સાથે ] કેમ ના ઓળખું, ખુદાવંદ ! શુભનામી મહારાજ પર્વતેશ્વર એ પહેરતા.

[ મલ૦ આંસુ સાથે ) હા હા પિતાજી !

[ વસંતતિલકા. ]

આ ભૂપયોગ્ય, કુલભૂપણ, આપ અંગે
આભૂષણો મણિ તણાં ધરતા ઉમંગે:
તેમાં દીપતું ગુણવલ્લભ તાત કેરૂં
નક્ષત્રમાં શરદચંદ્ર શું મ્હો રૂડેરૂં. ૧૪

[ રાક્ષ૦ સ્વગત ] પર્વતેશ્વર પહેરતા તે જ આ, ત્યારે તો મેં મૂલવી લીધાં તે એમનાં આભૂષણ અને વેચી જનાર તે ચાણક્યે મોકલેલો વણિક, એમ થયું !

[ મલ૦ ] આર્ય !

[ અનુષ્ટુભ. ]

ભૂષણો અલમૂલાં આ પિતુશ્રીએ સજેલ તે
વેચાતાં મળવાં કેવાં, મૌર્યહસ્ત ગયેલ જે ? ૧૫

અથવા ઠીક, ઠીક,

---

૧ કાખ, પક્ષ.

[ અનુષ્ટુભ. ]

અમ સાટે હહા દુષ્ટ! આ તમે મૂલવી લીધાં,
ને મૌર્યે લાભના લોભે તમને એ ય દૈ દીધાં!

[ રાક્ષ૦ સ્વગત ] ગજબની વાત! વૈરીએ અંકોડે અકોડા મેળવી દીધો છે!

[ શાર્દૂલવિક્રીડિત. ]

'મારો લેખ ન હોય' કહેવું ન ઘટે, આ મારી મુદ્રા રહી;
'દીધો છેહ વીસારી નેહ શકટે' તે ના મનાયે કહીં;
વેચે ભૂષણુ ભૂપ મૌર્ય, કદી એ તે કોઇ ધારે નહિ;
તે માટે શિર આળ ઓઢી લઉં હું, છે એ જ સારૂં સહી. ૧૭

[ મલ૦ ] આર્યને પૂછું છું,

[ રાક્ષ૦ ] કુમાર! જે [1]આર્ય હોય, તેને પૂછો. અમે તો હવે [2]અનાર્ય ઠર્યા.

[ મલ૦ ]

[ સ્રગ્ધરા. ]

સ્વામીનો પુત્ર છે એ વૃષલ, સુત અમે મિત્ર કેરા તમારે:
એનું આપ્યું જ લેવું તહીં, તમ જ અહીં આપ્યું લેવું અમારે:
ત્યાં તો [3]દાસત્વ મંત્રિપદ લહી, અહીં તો [4]સ્વામ્ય સામું વિરાજે:
કહો ને [5]વાંછી વધુ શું પછી કરવું પડે આ [6]અનાર્યત્વ આજે? ૧૮

[ રાક્ષ૦ ] અઘટતું બોલતા કુમારના જ મુખનો ન્યાય.

[ સ્રગ્ધરા. ]

સ્વામીનો પુત્ર છે એ વૃષલ, સુત તમે મિત્ર કેરા અમારે;
એનું આપ્યું જ લેવું તહીં, અમ જ અહીં આપ્યું લેવું તમારે;
ત્યાં તો દાસત્વ મંત્રિપદ લહી, અહીં તો સ્વામ્ય સામું વિરાજે;
કહો ને વાંછી વધુ શું પછી કરવું પડે આ અનાયત્વ આજે? ૧૯

૧ સજ્જન, ૨ દુર્જન. ૩ તાબેદારી. ૪ ધણીરણીપણું. ૫ ઇચ્છી. ૬ દુર્જનપણું, દુષ્ટતા.

[ **મલ૦** લેખ અને દાગીનાના દાબડા તરફ આંગળી કરી ] પણ ત્યારે આ કોનાં વાનાં ?

[ **રાક્ષ૦** સજળ નેત્રે ]

[ શાર્દૂલવિક્રીડિત. ]

વૃત્તિ[1] તુચ્છ છતાં ય સેવક તણી જે પૂર્ણ પ્રેમે ભર્યા
સ્વામી [2]આત્મજથી કદી ન અમને જુદા લહંતા જરા,
તેવા સુજ્ઞ ગુણજ્ઞ નંદ નૃપતિ જેણે હીણાએ હણ્યા,
ધારેલું ધૂળ મેળવંત સઉ આ વાનાં જ એ દૈવનાં. ૨૦

[ **મલ૦** ક્રોધ કરી ] હં, અનાર્ય ! શું હજુ પણ છૂપાવવાનું જ કર્યા કરે છે ? દૈવનાં વાનાં ને તારા ભૂંડા લોભનાં નહિ ?

[ શાર્દૂલવિક્રીડિત. ]

રે રે ક્રૂર કૃતઘ્ન ! તાત કરતા વિશ્વાસ તારો ઉરે,
તેને તેં વિષકન્યકા વિષમ તે યોજી હણ્યા પૂરવે !
ને મંત્રિપદ અર્પી માન તુજ જે ભારે વધાર્યું અમે,
રેંસે તે અમને કસાઈ ! અરિને તું પોખવા આ સમે ! ૨૧

[ **રાક્ષ૦** સ્વગત ] તોબા ! આ ક્યાંથી ‘ ગડ ઉપર ગૂમડું[3] ’ ? [ પ્રગટ કાનમાં આંગળી ઘાલી ] હરિ હરિ ! એ શું બોલ્યા ? ભગવાન ભલું કરો ! પર્વતેશ્વર પ્રતિ વિષકન્યા યોજનાર હું નહિ.

[ **મલ૦** ] ત્યારે પિતુશ્રીના પ્રાણ લેનાર કોણ ?

[ **રાક્ષ૦** ] દૈવને પૂછો.

[ **મલ૦** રોષ ભેર ] દૈવને પૂછિયે, કેમ, જીવસિદ્ધિને નહિ ?

[ **રાક્ષ૦** સ્વગત ] અરે ! જીવસિદ્ધિ એ ચાણક્યનો છૂપો જાસુસ છે ? માર્યા તો ! મારૂં હૃદય પણ શત્રુએ કોરી લીધું !

[ **મલ૦** રોષ ભેર ] ભાસુરક ! જા, કહે સેનાપતિ શિખરસેનને અમારો ફરમાન કે કુલૂત દેશનો રાજા ચિત્રવર્મા, મલયભૂમિનો રાજા સિંહનાદ, કાશ્મીર દેશનો રાજા પુષ્કરાક્ષ, સિંધુદેશનો રાજા સિંધુષેણ અને પારસીક-

---

૧ સ્થિતિ. ૨ પેટનાં છોકરાં. ૩ અનુષ્ટુભનું ચરણ છે.

રાજ્યનો રાજા મેઘાક્ષ, એ પાંચ રાજાઓ રાક્ષસની યારી કરી અમારો જાન લેઈ ચંદ્રગુપ્તને પ્રસન્ન કરવા ઇચ્છે છે. તેમાંના પહેલા ત્રણ જેમને અમારી ભોંય જોઇયે છે, તેમને ઊંડી ખાઈ જોઈ ભોંયભેગા કરવા; અને બીજા બે જેમને અમારા હાથી જોઇયે છે, તેમને હાથીને પગે બાંધી પીલી મારવા.

[ ભાસુ૦ ] હુકમ, ખુદાવંદ. [ જાય છે. ]

[ મલ૦ રોષ ભેર ] અરે ભૂંડા રાક્ષસ ! ન હોઉં હું વિશ્વાસઘાતી રાક્ષસ, મલયકેતુ છું. જા, ચાલ્યો જા. છચોક જ ચંદ્રગુપ્તના પડખામાં પેશ.

[ અનુષ્ટુભ. ]

ત્રિવર્ગ[1] વત આવો ને કૌટિલ્ય, મૌર્ય ને તું એ.
ત્રણેને [2]દુર્નય પઠે સજ્જ છું ફેડવા હું એ. ૨૨

હવે વારે કરવાની નથી. આ ઘડી લશ્કર ઊપડશે, પુષ્પપુરને ઘેરી લેશે અને

[ સ્રગ્ધરા. ]

ગૌડીનાં લોધ્ર કેરી રજથી ઝળકતાં વક્ત્ર ઝાંખાં કરીને,
વેણીની વક્ર કાળીભમર લટ તણી કાંતિ વેગે હરીને,
ઉર્વીથી ઊડી અશ્વે, સીંચાઈ ગજમદે, [3]વ્યોમમાં [4]વિસ્તરીને,
રોળી લૈ શત્રુ કેરાં શિર, કુસુમપુરે રેણુ રહેશે ઠરીને. ૨૩

[ પરિજન સમેત મલયકેતુ ભાગુરાયણ સાથે ચાલ્યો જાય છે. ]

[ રાક્ષ૦ ચીરાતા હૃદયે ] હરિહરિ ! બિચારા ચિત્રવર્માદિક માર્યા ગયા ! અફસોસ ! હું શત્રુનું નહિ ને મિત્રનું જ મૂળ કાઢવા બેઠો છું ! શું કરૂં હવે હું હીનભાગ્ય ?

[ શાર્દૂલવિક્રીડિત. ]

સેવું શું વન ! ધૂંધવાટ તપથી ના વૈર કેરો મટે;
સ્વામી પૂંઠ મરૂં શું ? શત્રુ જીવતાં સ્ત્રીને જ તે તો ઘટે;
ખેંચી ખડ્ગ પડું તૂટી અરિશિરે ? તે એ કર્યું જાય શે ?
ઝંખી [5]મિત્રવિમોક્ષ હૈયું [6]ઋણિયું ખેંચાઈ ખંચાય છે. ૨૪

[ જાય છે. ]

૧ ધર્મ, અર્થ ને કામ, એ ત્રિવર્ગ. ૨ અવળી નીતિ, અનીતિ. ૩ આકાશ. ૪ ફેલાઈને. ૫ ચંદનદાસનો છુટકારો. ૬ દેવાદાર.

# મેળની મુદ્રિકા.

## વિષ્કંભક ૨.

[ એક તરફથી સરપાવ ભેર હરખાતો સિદ્ધાર્થક પ્રવેશ કરે છે. ]

[ સિદ્ધા૦ ]

[ માલિની. ]

જય જળધર જેવા તાપહારી મુકુંદ !
જય જનનયનોના ચંદ્રમા મૌર્ય ચંદ !
જય જય કળવાળા આર્ય ચાણક્ય, જેણે
ક્રોધ ધરી વશ વેરી ઘેરી લૈ સજ્જ સેને. ૧

અહા ! બહુ કાળે વ્હાલા મિત્ર સમરધારથને મળાશે ! ખરે જ

[ ગાથા. ]

સમરણ તાજું કરાવી ઉછરંગે રંગરાગમાં ખટકી
મનમાન્યા વલ્લભ પણ મિત્રવજોગે દૂભે નક્કી. ૨

[ પરિક્રમણ કરતાં સામે સમૃદ્ધાર્થકને આવતો જોઈ ] અહો ! વ્હાલો મિત્ર સમરધારથ તો આ આવે. ત્યારે હું એના ભેળો થાઉં.

[ સમૃ૦ પ્રવેશ કરી ] મેં સાંભળ્યું છે કે વ્હાલો મિત્ર સીધારથ મલેકેતુના કટકમાંથી પાછો આવ્યો છે. માટે એની ભાળ કાઢું. [ પરિક્રમણ કરતાં સામે સિદ્ધાર્થકને આવતો જોઈ ] અહો ! સીધારથ તો આ આવે.

[ સિદ્ધા૦ ભેળો થઈ ] કેમ ભાઇ ! ખુશી તો ખરો ?

[ બંને એકબીજાને ભેટે છે. ]

[ સમૃ૦ ભેટતાં ] ભાઇ ! તું આટલી લાંબી મુદતે આવે છે ને મારે ઘેર ડોકિયું એ નથી કરતો ! પછી ખુશીનું શું પૂછે છે ?

[ સિદ્ધા૦ ] માફ કર, ભાઇ. હું આવતો હતો તેવામાં ગુરુજીની દ્રષ્ટે પડ્યો. એટલે એઓએ મને પકડયો ને ફરમાવ્યું, કે 'અલ્યા સીધારથ, જા હવણાં ને હવણાં આ ખુશખબર શ્રી ચંદ્રગુપ્તને પ્હોચાડ.' તેથી હું મહારાજની હજૂરમાં ગયો. તેમને વધામણી ખાઈ ત્યાંથી સીધો સરપાવ ભેર જ તને આ મળવા આવતો હતો.

[ સમૃ૦ ] જો મને કહેવા જોગ હોય તો કહે, ભાઇ, તેં નેણને ઠારનારા મહારાજ ચંદ્રગુપતને શી વધામણી ખાધી ?

[ સિદ્ધા૦ ] અરે ભાઇ ! તને એ ન કહેવા જોગ તે કંઇ હોય કે ? જો સાંભળ. ગુરુજીની નીતિના જાદુએ ચિતભ્રમ બનેલા હીણા મલેકેતુએ તિરસ્કાર કરી રાક્ષસને કાઢી મૂકી, ચિતરવરમા આદિક પાંચ મુખ્ય રાજાઓને કમોતે મારી નંખાવ્યા. તે ઉપરથી 'અરેરે ! આ કેવળ અવિચારી, દુરાચારી છે!' એવું સૌના મનમાં વશી ગયું; અને આખા સેનમાં તરાસ ને હાહાકાર વરતી રહ્યો. આથી સંખ્યાબંધ સેનિકો મલેકેતુની છાવણી છોડીને જતા રહ્યા. એટલે એ ભાગાભાગ થતાં રહ્યાસહ્યા સેનિકોના રસાલા સાથે બીજા રાજાઓ પણ પોતાની સલામતી ચ્હાઇ પોતપોતાને દેશ સધાવી ગયા. રહ્યા માત્ર મલેકેતુના પોતાના સામંતો; તેઓ પણ સરવે અંતરમાં નારાજ બની ગયા હતા. એ અવસરે ભદરભટ, પુરુદત્ત, ડિંગરાત, બલગુપ્ત, રાજસેન, રોહિતાક્ષ અને વિજયવરમાએ મલેકેતુને કેદ કરી લીધો.

[ સમૃ૦ ] ભાઇ ! ભદરભટ આદિક સુભટો તો, કહે છે કે, મહારાજ ચંદ્રગુપત સાથે અણુરાગને લીધે મલેકેતુના પખામાં જઈ ભરાયા હતા. તો પછી કુકવિના નાટકની પેઠે મ્હોડે ભાખ્યું એક ને છેડે દાખ્યું બીજું, એ શું ?

[ સિદ્ધ૦ ] ભાઇ ! દૈવની ગતિને અને ગુરુજીની નીતિને નમસ્કાર ! એનો કોણ પાર પામ્યું છે કે પામશે ?

[ સમૃ૦ ] હાં, પછી ?

[ સિદ્ધા૦ ] પછી ગુરુજી આપણી મહાબળવાન વિશાળ સેના લેઈ નગરમાંથી નીકળ્યા અને એ રાજારાણા વગરના સામટા મલેછ સેનને ઘેરી લેઈ શરણે થવા ફરજ પાડી.

[ સમૃ૦ ] હેં ! શું કહે છે ! ક્યાં છે એ ?

[ સિદ્ધા૦ ] જો પેલી તરફ.

[ માલિની. ]

સજળ જળદ જેવા જંગી ને વેગવંતા
મદગળ મદમાતા ઘોર ગરૂજે ઘૂમંતા;
વળી છડી અડતામાં તેજ ચોકી કૂદંતા
કવચ ખણખણાવે વાયુવેગે વધંતા. ૩

[ **સમૃ૦** ] એ તો ઠીક, પણ ભાઇ! એક વાર આખી દુનિયાંના દેખતાં પરધાનપદને લાત મારી ગુરુજીએ પાછું તેનું તે પદ કેમ સીકાર્યું વારૂ?

[ **સિદ્ધા૦** ] તું તો ભાઇ! કેવળ ઘેલો દેખું. અમાત્યરાખસસ પણ ગુરુજીની બુદ્ધિનો પાર પામ્યા નહિ, તે તારે પામવો છે!

[ **સમૃ૦** ] એ અમાત્યરાખસસ, ભાઇ, ક્યાં છે હવે?

[ **સિદ્ધા૦** ] જ્યારે મલેકેતુના કટકમાં ઉપર કહ્યું તેમ ભાગાભાગ થઇ, ત્યારે મલેછની છાવણી છોડી કુસમપર આવ્યાનું જાસુસ ઉડંબર ગુરુજીને કહેતો હતો.

[ **સમૃ૦** ] ભાઇ! અમાત્યરાખસસ જે પૂરવે નંદરાજ્ય ફરી થાપન કરવા કમ્મર કસી કુસમપર છોડી નીકળ્યા હતા, તે એ અરથ પાર પાડ્યા વના હવે પાછા કુસમપરમાં આવ્યા, એમ કેમ?

[ **સિદ્ધા૦** ] મારા ધારવા પ્રમાણે ચંદનદાસના સનેહે એમને અહીં ખેંચી આણ્યા હશે.

[ **સમૃ૦** ] ત્યારે તો, મને લાગે છે, શેઠ ચંદનદાસ છૂટે.

[ **સિદ્ધા૦** ] અરે એ હીણભાગ્ય છૂટવો કેવા? એને તો હવણાં જ વધથાને લેઇ જઇ શૂળી દેવાની ગુરુજીના આપણ એને આગન્યા છે.

[ **સમૃ૦** ક્રોધપૂર્વક ] ગુરુજીને ચંડાળ નથી મળતા કે બ્રામણ પાસે આવું હીણું કામ કરાવે છે?

[ **સિદ્ધા૦** ] અરે કોની દેન છે કે જીવલોકમાં જીવવું હોય ને ગુરુજીના વેણ સામે ઓઠ ફરફડાવે? માટે ચાલ, ભાઇ, મૂગે મ્હોડે, આપણે ચંડાળ થઇયે ને ચંદનદાસને વધથાને લેઈ જઈયે.

[ બંને જાય છે. ]

# મેળની મુદ્રિકા.

## અંક ૬.

[ હાથમાં ફાંસા સાથે ચાણક્યનો જાસુસ પ્રવેશ કરે છે. ]

[ જાસુ૦ ]

[ ગાથા. ]

ધન્ય નવલ નીતિ તણો [1]પાશ છ ગુણથી ગૂંથેલ [2]કૌટિલ્યે,
પરપક્ષીને[3] ઉપાયે ફાંસામાં જે ફસાવી જ લે. ૧

[ પરિક્રમણ કરી ધારીને જોઈ ] ગુરુજીને જાસુસ ઉદુંબરે કહેલું સ્થળ તો આ જ. અહીં, ગુરુજીએ ફરમાવ્યું છે કે, અમાત્યરાક્ષસનો પત્તો લાગશે. [ નજર ફેરવી ] અહો ! અમાત્યરાક્ષસ તો માથે વસ્ત્ર વીંટી કરી આમ જ આવે છે. તો જીરણવાડીનાં વૃક્ષોને ઓથે રહી જોઉં કે એ ક્યાં બિરાજે છે. [ પરિક્રમણ કરી ઝાડ ઓથે જઈ ઊભો રહે છે. ]

[ એવે વર્ણવેલે વેશે શસ્ત્ર સહિત રાક્ષસ પ્રવેશ કરે છે. ]

[ રાક્ષ૦ આંસુ સાથે ] અફસોસ !

[ શાર્દૂલવિક્રીડિત. ]

લક્ષ્મી નાથ વિહીન દીન યુવતી પેઠે બીજાને ગઈ;
પૂંઠે મૂઢ પળી પ્રજા પ્રથમનો નેહે વીસારી દઈ:
ને ખેડી પુરુષાર્થ હારી વિરમ્યા આપ્તે નિરાશા મહીં:
તલ્પી તર્ફડી [4]ઉત્તમાંગ [5]વિહુણાં [6]અંગે કરે શું સહી ? ૨

વળી

[ શિખરિણી. ]

તજી દેઈ વેગે અતિ કુલીન દેવે, વૃષલને
ગઈ શ્રી સ્વચ્છંદી નફટ [7]વૃષલી શી ચપળ, ને
ઠરી તેની યારી કરી જ; કરિયે શું ? જયમત્યમે
અમારા સૌ યત્નો ફિટવી વિધિ વૈરી વત દમે. ૩

---

૧ ફાંસો. ૨ ( अ ) કુટિલપણાથી; ( आ ) ચાણક્યે. ૩ પર=( अ ) મોટાં; ( आ ) દુશ્મન; પક્ષી=( अ ) પંખી; ( आ ) સંગી. ૫ ( अ ) ઉત્તમ અંગ રાજા; ( आ ) માથું. ૫ વગરનાં. ૬ ( अ ) રાજ્યનાં રાજા અમાત્ય આદિ અંગ; ( आ ) શરીરના અવયવ. ૭ શૂદ્રી.

દુહા

[ વસંતતિલકા. ]

સ્વામી [1]અતર્કિત વધે સ્વરગે વિરામ્યે
શૈલેશ સાધી લઈ, તે પણ નાશ પામ્યે
સેવી ય કેતુ, મથતાં ન વળ્યું જરા એ;
છે શત્રુ નંદકુળનો વિધિ, વિપ્ર ના એ. ૪

અરેરે ! મ્લેચ્છ કેવો વિચારશૂન્ય !

[ શાર્દૂલવિક્રીડિત. ]

સ્વામીના કુળનું નિકંદન થતાં એ તેમને જે [2]ભજે
તે તે શત્રુ શું જીવમાં જીવ છતાં શી રીત સંધિ સજે ?
એવું એ [3]ગતિહીન હીન મલયે જોયું ન ! એ શું કરે ?
રૂઠે જે શિર દૈવ, સર્વ અવળું ભાસે જ તેને ઉરે. ૫

હજુ પણ તે શત્રુના હાથમાં પડી પ્રાણ સમરૂપે તે હા, પણ રાક્ષસ ચંદ્રગુપ્ત સાથે સંધિ તો ચિંતવે[4] જ નહિ. ખરેખર, શત્રુથી હાર ખાવી એનું ભારે લાંછન નથી; લાંછન તો ભૂંડામાં ભૂંડું સ્વાર્થ સારૂં પ્રતિજ્ઞા તોડવી તેનું છે. [ આસપાસ જોઈ આંસુ સાથે ] આ દેવશ્રીનાં પગલાંથી પવિત્ર થયેલા કુસુમપુરની સમીપના પ્રદેશ. આ સ્થળે.

[ સ્રગ્ધરા. ]

મેલી દૈ વાગ ઢીલી શર કસી કરથી [5]લાઘવે ઘોડદોડે
વીંધ્યાં'તાં રાજરાજે ભલી વિધ પૂરવે હાલતાં [6]લક્ષ્ય કોડે;
આ વાડીમાં ઊભા'તા; અહો રહી વાત હું સાથ પ્રીતે;
હાવાં ખાવા જ ધાયે કુસુમપુર તણી ભૂમિ એ [7]આર્ત ચિત્તે. ૬

ક્યાં જાઉં હું મંદભાગ્ય ? [ આસપાસ દૃષ્ટિ ફેરવી ] આહા, ઓ દેખાય જીર્ણોદ્યાન. ત્યાં જઈ ચંદનદાસના સમાચાર કોઇક પાસેથી મેળવું. હહા ! મનુષ્યની ચડતીપડતીના ચક્રની ગતિ અકળિત છે.

૧ ન ધારેલા. ૨ સેવે છે, પક્ષ લે છે. ૩ મૂર્ખ. ૪ મનસૂબો કરવો ૫ ચાલાકી. ૬ નિશાન. ૭ દુ:ખી.

[ શાર્દૂલવિક્રીડિત. ]

પૂર્વે પૌર [1]નવેન્દુ તુલ્ય કરથી સૌ ચીંધતા, ને ધીમે
રાજા શો પુરથી હું જે નીકળતો ધૈર્યો નૃપે નીતમે,
હારી તે જ હું તે જ આ નગરમાં [2]નિર્વીર્ય શો સંભ્રમે[3]
વાડી ઉજ્જડ માંહીં ચોર સરિખો પેસું હહા આ સમે ! ૭

અથવા એ વૈભવ જેમની કૃપાથી હું ભોગવતો, તે જ ક્યાં છે ? [ જીર્ણોદ્યાનમાં પ્રવેશ કરી આસપાસ જોઈ ] હહા ! જીર્ણોદ્યાન કેવું ભૂંડું લાગે છે ? અહીં

[ શિખરિણી. ]

થયું ભૂમિ ભેગું શુભ કુળ પડે ભવ્ય ભવને;
વિધાતાના વાંધે [4]નય વત રહ્યું નિષ્ફળ વને;
વિનાશે મિત્રોના ઉર સમ બન્યું શુષ્ક સર; ને
છજો અજ્ઞાનીની મતિ શી મહીં મુઝાઈ જ તૃણે !

અહીં વળી

કુહાડીના ઘાની રગ રગની પીડે ક્ષણ ક્ષણે
કપોતાની પોકે રુદન કરતાં વૃક્ષ લહીને
ઊંડેરા નિ:શ્વાસે પરિચય લીધે ખિન્ન થઈને
ત્વચા ઊતારી આ લહું પટી જ બાંધી અહિગણે. ૯

પણ તો અરેરે !

[ વસંતતિલકા. ]

શોષે શરીર સઉ છેક જ છે સૂકાયું;
કીડાથી અંતર તણા ઉર છે ખવાયું;
આ ઓકુંરોકું દૂખિયું તરુજૂથ જાણે
ઇચ્છે [5]શ્મશાનપથ નાથ પૂંઠે જવાને. ૧૦

૧ સુદ બીજનો ચંદ્ર. ૨ શક્તિ વગરનો. ૩ ઊતાવળથી. ૪ રાજનીતિ. ૫ મસાણને માર્ગે.

પેલી ભાગેલી શિલા રહી. તે ઉપર ઘડીક બેસું. અવદશામાં આવું જ આસન હોય. [ બેસીને કાન દેઈ ] અરે ! કેમ આ અકસ્માત શંખ ભૂંભવે છે, [૧]પટહ વાગે છે ને દુંદુભિ ગાજે છે !

[ શિખરિણી. ]

હજારો શંખો ને પડઘમ દદામા ગડગડે,
વધંતો તેનો આ ધ્વનિ ઘન દળી દૈ [૨]શ્રવણને
ઉછાળો મારીને ભવન તણી કૂખેથી ગગને
ચડી કોડે લેવા [૩]ભરપ ભુવનોનું દડવડે ! ૧૧

[ વિચાર કરી ] હાં હાં, જાણ્યું. આ તો મલયકેતુ પકડાયાથી ઊછેલો રાજકુળ[ એટલું કહી મ્હો બગાડતો ]માં મચેલા આનંદનો કોલાહલ હશે. [ સજળ નેત્રે ] અફસોસ, અફસોસ ! મને

[ અનુષ્ટુભ. ]

સુણાવી શ્રવણે; નેને દર્શાવી; અંતરે હવાં
શત્રુની [૪]પ્રભુતા દૈવ ઇચ્છે અનુભવાવવા ! ૧૨

[ **જાસુ૦** સ્વગત ] અહા ! એ બેઠા. હવે હું ગુરુશ્રીની આજ્ઞા પ્રમાણે કરૂં. [ પછી રાક્ષસને જાણે ન દીઠો હોય તેમ તે ગળે ફાંસો ખાવાનું કરે છે. ]

[ **રાક્ષ૦** તેને ફાંસો ખાતો જોઈ સ્વગત ] અરે, આ કેમ ગળે ફાંસો ખાતો હશે ? બિચારો મારા જેવો દૂખિયારો હોવો જોઇયે. એને પૂછી જોઉં. [ પાસે જઈ ] આ શું ? આ શું કરો છો, ભાઇ ?

[ **જાસુ૦** સજળ નેત્રે ] આર્ય ! પ્રાણપ્રિય મિત્ર મરવાની અણી ઉપર છે, તે દુઃખે મારા જેવો મંદભાગ્ય જે કરી શકે તે.

[ **રાક્ષ૦** સ્વગત ] મેં પ્રથમથી જ ધાર્યું હતું કે આ કોઇ બિચારો મારા જેવો દૂખિયારો છે. [ પ્રગટ ] અહો સંકટના સહોદર ! જો તે છાનું ન હોય ને બહુ ભારે ન હોય, તો તમે મને જણાવશો. હું તે સાંભળવા ઇચ્છું છું.

૧ પડઘમ. ૨ કાન. ૩ માપ. ૪ શક્તિ, મોટાઈ.

[ જાસુ૦ ] આર્ય ! છાનું નથી ને બહુ ભારે પણ નથી. તથાપિ પ્રાણપ્રિય મિત્રના વિનાશના દુઃખે તે કહેવા રહેવા જેટલો મરવામાં વિલંબ મારાથી ખમાય એમ નથી.

[ રાક્ષ૦ નિઃશ્વાસ મૂકી સ્વગત ] અફસોસ ! મિત્રને માથે ગજબ ગુજરે છે તે અમે પરાયાની પેઠે ઉદાસીનપણે જોઇયે છિયે, એને આથી કેટલું લાજી મરવાનું ? [ પ્રગટ ] જો છાનું એ નથી ને બહુ ભારે પણ નથી, તો તો ભાઇ ! કહો, કહો. સાંભળવાને હું આતુર છું.

[ જાસુ૦ ] શું કરૂં ? તમે બહુ ન્હોરા કરો છો, તેથી કહેવું જ પડશે. આર્ય ! આ નગરમાં શેઠ જિષ્નુદાસ નામે ઝવેરી છે.

[ રાક્ષ૦ સ્વગત ] જિષ્ણુદાસ તે તો ચંદનદાસનો પરમ મિત્ર.

[ જાસુ૦ ] એ મારો પ્રાણપ્રિય મિત્ર

[ રાક્ષ૦ હર્ષ સાથે સ્વગત ] અહા ! ‘પ્રાણપ્રિય મિત્ર’ એવું કહ્યું ? ત્યારે તો એ નિકટ સંબંધને લીધે ચંદનદાસના સમાચાર જાણતો હશે એ ?

[ જાસુ૦ ] હવણાં જ સઉ સમૃદ્ધિ બ્રાહ્મણોને પુણ્યદાનમાં આપી દેઈ બળી મરવા નગરથી નીકળ્યો છે. તેના મરણનો અનર્થ કાને પડે તે પહેલાં ગળે ફાંસો ખાઈ આયુષનો અંત આણવા હું પણ આ જીરણવાડીમાં આવ્યો છું.

[ રાક્ષ૦ ] તમારો મિત્ર, ભાઇ, શા માટે બળી મરે છે ?

[ પૃથ્વી. ]

અસાધ્ય કંઈ રોગથી પરમ એ શું રીબાય છે ?

[ જાસુ૦ ] ના રે ના.

[ રાક્ષ૦ ]

પ્રચંડ નૃપકોપના અનળમાં શું સીઝાય છે ?

[ જાસુ૦ ] ના રે, એમે નથી. ચંદ્રગુપ્તની પ્રજા વિશે દુષ્ટ વૃત્તિ છે જ નહિ.

[ રાક્ષ૦ ]

અલભ્ય પરસુંદરીની રતિથી શું પીડાય છે ?

[ જાસુ૦ કાનમાં આંગળી ઘાલી ] હરિહરિ ! એ શું બોલ્યા ? અવિનયનો એનામાં છાંટો એ નથી.

[ રાક્ષ૦ ]

વિનાશ થકી મિત્રના જ મરવા શું વા ચ્હાય છે ? ૧૩

[ જાસુ૦ ] એમ જ, એમ જ છે, આર્ય.

[ રાક્ષ૦ આવેગથી સ્વગત ] મિત્ર પ્રત્યેના સ્નેહના આવેશથી ખરે જ મારા હૃદયમાં કંઇ કંઇ થઈ જાય છે. કેમ જે ચંદનદાસ એ જિષ્ણુદાસનો પ્રાણપ્રિય મિત્ર થાય; એટલે તે જ મૃત્યુના મુખમાં હશે, જેને લીધે એ બળી મરતો હશે. [ પ્રગટ ] ભાઇ ! તમારા એ પ્રિયમિત્રનું ઉજ્જવળ ચરિત્ર હું સવિસ્તર સાંભળવા ઉત્સુક છું.

[ જાસુ૦ ] માફ કરો, આર્ય. હવે મરણમાં વધારે વિઘ્ન વેઠવા હું મંદભાગ્ય અસમર્થ છું.

[ રાક્ષ૦ ] કહો, કહો, ભાઇ, એ સાંભળવા જોગ વાત. એમ શું કરો છો?

[ જાસુ૦ ] તોબા, તોબા ! કહી નાંખું છું ત્યારે. સાંભળો, આર્ય !

[ રાક્ષ૦ ] કાન માંડી જ રહ્યો છું, ભાઇ.

[ જાસુ૦ ] આ નગરમાં ફૂલચોકમાં શેઠ ચંદનદાસ ઝવેરી કરીને છે.

[ રાક્ષ૦ શોચ સાથે સ્વગત ] આ ઊઘાડ્યાં દૈવે અમારાં દુઃખનાં દ્વાર. હૃદય ! કઠણ થજે. કંઇક મર્મભેદક તારે સાંભળવાનું હશે. [ પ્રગટ ] હા, એ મિત્રવત્સલ સત્પુરુષ તરીકે વિખ્યાત છે. તેનું શું, ભાઇ ?

[ જાસુ૦ ] તે એ જિષ્નુદાસને પ્રાણપ્રિય મિત્ર થાય.–

[ રાક્ષ૦ સ્વગત ] હા ! આ છાતી પર વજ્ર કડકડતું આવીને પડ્યું.

[ જાસુ૦ ] તેથી જિષ્નુદાસે મિત્રસ્નેહને અનુરૂપ આજે ચંદ્રગુપ્તને અરજ ગુજારી,

[ રાક્ષ૦ ] શી ?

[ જાસુ૦ ] કે મહારાજ ! મારા ઘરમાં કુટુંબના નિભાવ જોગું જે કંઇ છે તે લો ને મારા મિત્ર ચંદનદાસને છોડો.

[ રાક્ષ૦ સ્વગત ] ધન્ય છે, જિષ્ણુદાસ ! સાચો મિત્રસ્નેહ દર્શાવ્યો !

[ શિખરિણી. ]

ભૂંડા લોભે જેના સુહૃદ સુહૃદો શું લડી મરે,
પિતાનો પુત્રો ને જનક સુતનો ઘાટ જ ઘડે;
વડેરા એ વ્હાલો, વણિક થઈ તેં મિત્ર અરથે
સમર્પ્યો પ્રીતે જે, અરથ તવ આવ્યો અરથ તે ! ૧૪

[ પ્રગટ ] એણે એવું કહ્યું ત્યારે મૌર્યે શો ઉત્તર વાળ્યો ?

[ જાસુ૦ ] આર્ય ! એ રીતે જ્યારે શેઠ જિષ્ણુદાસે અરજ ગુજારી, ત્યારે ચંદ્રગુપ્તે જવાબ દીધો જે અમે પૈસા માટે નહિ, પણ અમાત્યરાક્ષસનું કુટુંબ એણે સંતાડી રાખ્યું છે તે બહુ કહ્યા છતાં એ આપતો નથી તે માટે, એને કેદ કર્યો છે : હજુ પણ એ આપી દે તો છૂટે; નહિ તો ચડે શૂળીએ. એમ કહી ચંદનદાસને [1]વધસ્થાને લેઈ જવા હુકમ કર્યો. તેથી મિત્ર ચંદનદાસના દુર્મરણના સમાચાર કાને પડે તે પહેલાં ચિતા ખડકી બળી મરવું એવા ઠરાવથી શેઠ જિષ્ણુદાસ નગર છોડી નીકળ્યો. એટલે હું પણ પ્રાણપ્રિય જિષ્ણુદાસના મૃત્યુના સમાચાર કાને પડે તે પહેલાં ગળે ફાંસો ખાવો એવા સંકલ્પથી આ જીરણવાડીમાં આવ્યો.

[ રાક્ષ૦ ] હેં ? ચંદનદાસને શૂળીએ દઈ દીધો ?

[ જાસુ૦ ] અત્તરઘડી દીધો હશે કે દેશે. એને હજુ એ અમાત્યરાક્ષસનું કુટુંબ આપી દેવાને ફરી ફરી કહેવામાં આવે છે. પણ તે મિત્રવત્સલ શેઠિયો એકનો બે થતો નથી. એ રગઝગમાં એનું મરણ કદાચ અચક્યું હોય.

[ રાક્ષ૦ હર્ષ સાથે સ્વગત ]

[ અનુષ્ટુભ. ]

હે રૂડા મિત્ર ! તું પાખે અન્ય કો શિબિ શી પૂરી
કીરતિ જમવે રક્ષા શરણાગતની કરી ? ૧૫

[ પ્રગટ ] ભાઇ ! જાઓ—જાઓ—ઝટપટ, ને જિષ્ણુદાસને બળી મરતાં અટકાવો. હું ચંદનદાસને મોતથી મૂકાવું છું.

---

૧ શૂળીએ દેવાની જગા.

[ જાસુ૦ ] પણ આર્ય ચંદનદાસને મૂકાવશો શાથી ?

[ રાક્ષ૦ ખડ્ગ ખેંચી ] 'શાથી ? આ ખાંડાથી. જુઓ એ સાહસનો સાથી.

[ મંદાક્રાંતા. ]

છાયો છે જે [1]કિરણપુલકે પોરસી પૂર્ણ અંગે,
સૂઝી જેણે જણવિયું જ છે શત્રુને જોર જંગે,
રાજંતો એ [2]અસિ નિરમળા [3]વ્યોમ શો શ્યામ રંગે
પ્રેરે પ્રેમે પરવશ કરી સાહસે આ પ્રસંગે. ૧૬

[ જાસુ૦ ] ત્યારે શું રૂડા નામના અમાત્યરાક્ષસ આપ જ ? શેઠ ચંદનદાસની વ્હારે ચડવાથી આર્ય ઓળખાઈ તો આવો છો. પણ પાછું 'અમાત્યરાક્ષસ તે આવી વિષમ દશામાં હોય ?' એ વિચારે મન મૂઝાય છે. માટે કૃપા કરી મારો સંદેહ ટાળિયે, આર્ય. [ પગે પડે છે. ]

[ રાક્ષ૦ ] હા, ભાઇ, તે જ હું સ્વામીનું નિકંદન જોનાર, મિત્રના પ્રાણ લેનાર, રાક્ષસનામ સાર્થક કરનાર ભૂંડા નામનો રાક્ષસ છું.

[ જાસુ૦ હર્ષે સાથે ફરી પગે પડી ] ભલા ભગવાન ! મારૂં પરમ ભાગ્ય ! આર્યનાં દર્શનથી હું કૃતાર્થ થયો.

[ રાક્ષ૦ ] ઊઠો, ઊઠો, ભાઇ, [4]કાલક્ષેપ માં કરો. જાઓ ને જિષ્ણુદાસને કહો કે 'રાક્ષસ આ ચંદનદાસને મોતથી મૂકાવે છે.' [ એમ કહી 'છાયો છે જે' વગેરે બોલતો ઊઘાડે ખડ્ગે પરિક્રમણ કરે છે. ]

[ જાસુ૦ ] ક્ષમા કરો, અમાત્યજી ! પૂર્વે દુરાત્મા ચંદ્રગુપ્તે આર્ય શકટદાસને શૂળીએ દેવા આજ્ઞા કરી હતી, તેને મારાઓ વધસ્થાને લેઈ જઈ શૂળીએ દેતા હતા; એવે કોઇ ઓચિંતો આવ્યો તે તેને લેઈ દેશાંતર નાઠો. તે ઉપરથી "બાંધી મારો એ કમબખ્તોને ! શા માટે એમણે ગફલત કરી ?" એમ કહી દુરાત્મા ચંદ્રગુપ્તે આર્ય શકટદાસ ઉપરનો રોષ મારાઓ ઉપર કાઢયો ને તેમને શૂળીએ દેઈ દીધા. ત્યારથી મારાઓ કોઇ પણ અવનવું હથિયારબંદ માણસ આગળ કે પાછળ જુએ છે કે પોતાના પ્રાણ બચાવવા

૧ ફૂટતાં કિરણ રૂપી રોમાંચ. ૨ તરવાર. ૩ આકાશ, ૪ ૫ વખત ગુમાવવો તે.

સાવધ રહી વધ્યને પૂરો જ કરી દે છે. આથી કરીને અમાત્યજી હથિયારબંદ પધારશો, તો શેઠ ચંદનદાસનો વધ વ્હેલો થવાનો. [ એમ કહી રસ્તે પડે છે. ]

[ રાક્ષ૦ ] દુરાત્મા ચાણક્યનો નીતિમાર્ગ કેવો ગહન છે !

[ હરિણી. ]

શઠ શકટને આણ્યો એના [1]ચરે કદી જો કહું,
ફેડી શીદ વૃથા મારાને તો હણ્યા ! ન લહું જ હું.
ત્યમ ન કહું, તો કૂડો લેખે શી રીત ધર્યો ગ્રહું ?
ન કંઇ મુજને સૂઝે, મૂઝે મૂંઝાઈ મહા રહું. ૧૭

[ જરા વિચારથી ] અસ્તુ. વર્તમાન પ્રસંગનો જ વિચાર કરું. અહીં

[ સ્ત્રગ્ધરા. ]

ના આવે શસ્ત્ર અર્થે; ખડગ નિરખતાં વાંત મારા હણે છે.

[ તરવાર ફેંકી દે છે. ]

નીતિ એ કામ નાવે; ફળી ફળી અરપે સિદ્ધિ કાળે ઘણે તે.
[2]ઔદાસીન્યે ઘટે ના; મુજ અરથ સખા ક્રૂર મોતે મરે છે.
હાં હાં, હાવાં જઈ હું શરીર સમરપું મિત્રના [3]નિષ્ક્રયે તે. ૧૮

[ જાય છે. ]

---

૧ ભેદુ. ૨ જાણે લાગતું વળગતું ન હોય તેમ કંઇ પણ કર્યા વગર બેસી રહેવું. ૩ મૂલ, સાટું.

# મેળની મુદ્રિકા.

## અંક ૭.

[ ચંડાળ વજ્જરલ્લૂમકો પ્રવેશ કરે છે. ]

[ વજ્જ૦ ] વાટ સોડો, આપો, સેટા રિયો. જુઓ.

[ ગાથા. ]

હેતે જો હૈડામાં કટમ અને પંડનું કહળ વાંચો,
તો વખથી એ વહમો વરોધ રાજથી તજી રાચો. ૧

ચમજો

થાવે દખ કાયાને કે જાવે જીવ સેવટે વખથી;
રાજવરોધે હગળા કળનું કાહળ વળે નચ્ચી. ૨

જો તે તમારા મજગમાં નથે આવે, તો જુઓ આ રાજવરોધી હેડ ચાંદણદા, હેને હૂળીએ દેવા હમે લઈ જઇયે સિયે. [ આકાશ ભણી દૃષ્ટિથી ] હું કો મોંબાપ ? સે હેને સટવાનો કોંય ઊપા ? સે ને મોંબાપ ! દઈ દે અમાતરાખહનાં ઘરવાળાં, એટલે થ્યું, સુટો. [ ફરી આકાશ ભણી દૃષ્ટિથી ] હું કો આપો ? એ હયણે આયલાનો એલી સે, તે આપણા જીવને હાટે હેવું હેણું કોંમ કરે નંઇ. તાંણે તો મોંબાપ ! હેના હેણા હાલ સ્તો. પસે હેની સટાબારી હું કોંમ હોધો ?

[ પછી ખભે શૂળી સાથે વધ્યના વેષે ચંદનદાસ પત્નીપુત્ર સહિત ચંડાળ બિલ્લમુહાના સાથમાં પ્રવેશ કરે છે. ]

[ પત્ની આંસુ સાથે ] નવ ગજના નમસ્કાર કૃતાંતને ! અફસોસ,

[ ગાથા. ]

ડગ ગણ્યાં ગણ્યાં ભરતાં એ હરનિશ દૂશણ થકી દિલે ડરીને
અમ સરખાંને આવ્યું મરવાનું ચોરને મરણે ! ૩

ખરે જ ! નિર્દયને મન તો બધાં એ સરખાં, દૂશણથી ડરી અળગાં રહેનાર ને ન રહેનાર. તેને જ લીધે

[ ગાથા. ]

મરણભયે વધરાનું કારણ જે માંસ, તે તજી તરણાં
ખાઈ જીવે; તોયે [1]આહેડી હા હણે હરણાં ! ૩

[ પડખે દૃષ્ટિ કરી ] કેમ બોલતા નથી, જિશ્નુદાસ ? ગયા જ કે ? આવી વેળાએ પાસે રહેનારા વિરલા રતો.

[ ચંદ૦ સજળ નેત્રે ] શાણી, જુઓ એ રોઈને રહેતા મિત્ર જિશ્નુદાસ. એ શરીરે પાછા વળ્યા છતાં શોકથી દયામણું મુખ ફેરવી આંસુથી ભારે દૃષ્ટિએ મને અનુસરે છે.

[ બિહ્લ૦ ] મોટા ચાંદણુદા ! હૂળીએ દેવાની જાયગા આઈ. આણે કિદુ બાયડીસોકરાંને વદા કર.

[ ચંદ૦ ] શાણી ! બસ કરો હવે, ચિરંજીવીને લેઈ પાછાં વળો.

[ પત્ની આંસુ સાથે ] પ્રાણનાથ ! તમે પરદેશ નહિ, પણ પરલોક સિધાવો છો. તે ટાંણે કુળવન્તીને પાછાં વળવું હોય નહિ.

[ ચંદ૦ ] ત્યારે શાણી ! તમારો શો સંકલ્પ છે ?

[ પત્ની ] પ્રભુના સંગે રહી કૃતારથ થાઊં એ જ.

[ ચંદ૦ ] શાણી ! એ સંકલ્પ તમારો ખોટો છે. આ પુત્ર તમારે સંભાળવાનો છે. એ બાપડો બાળક છે ને સંસારનો અજાણ્યો છે.

[ પત્ની ] કુળદેવતા અમીદૃષ્ટિ રાખી એને સંભાળશે ને સો વરસનો કરશે. [ પુત્ર પ્રતિ ] બાપુ ! પિતાને પગે પડ. આ છેલ્લો આંખમેળો છે.

[ પુત્ર પગે પડી ] બાપા ! તમ વિહોણાં મારે હવે શું કરવું ?

[ ચંદ૦ ] બાપુ ! ચાણક્યવિહોણા દેશમાં રહેવું.

[ બિહ્લ૦ ] હજ થા કે, મોટા ચાંદણુદા ! આ હૂળી એ ખોડી.

[ પત્ની ] હાય રે ! મારી નાંખે છે. કોઇ મૂકાવો.

---

૧ પારધી.

[ ચંદ૦ ] શાણી ! આમ શું કરેળી નાંખો છો ? ગયા તે રાજા નંદ, જે દુખિયાંની દયા ધરતા.

[ વજ્જ૦ ] ઉંહ, હા કે, બિલ્વમુહા, ચાંદણુદાને. બાયડીસોકરાં પસે આપોઆપ વળાં જાહે.

[ બિલ્વ૦ ] આ હાગો, અલ્યો વજ્જરલૂમકા.

[ ચંદ૦ ] અરે ભાઇ ! જરા અદ પા ઘડી થોભ. હું છેલ્લી વારનો પુત્રને ભેટી લેઉં. [ પુત્રને ભેટી મસ્તક સૂંઘી ] બાપુ ! માથા સાટે મિત્રતા નભાવનારો થજે.

[ પુત્ર ] બહુ સારૂં, બાપા ! મ્હોએ શું કહેવું ? આપણો એ કુળધરમ છે. [ પગે પડે છે. ]

[ વજ્જ૦ ] હાવ, લ્યો, હાવ હવે.

[ ચંડાળ બિલ્વમુહો ચંદનદાસને પકડે છે. ]

[ પત્ની છાતી કૂટતી ] હાય હાય રે, મારી નાંખ્યા. કોઇ મૂકાવો.

[ એવે પડદો ખસેડી એકદમ રાક્ષસ પ્રવેશ કરે છે. ]

[ રાક્ષ૦ ] સતી ! કલપાંત માં કરો. અરે ઓ મહેતર ! રહે, શેઠને શૂળી દે માં.

[ શાર્દૂલવિક્રીડિત. ]

સ્વામીનું કુળ શત્રુ તુલ્ય [1]નજરે રેંસાયું જોઈ સહી
મિત્રોના દું:ખમાં મહોત્સવ પઠે બેસી નિરાંતે રહી,
હીણેરી વળી હાર ખાઈ અરિથી મેં કાય વ્હાલી કરી.
માટે એ વધમાળ [2]મૃત્યુપદવી આ કંઠ આરોપવી. ૫

[ ચંદ૦ રાક્ષ૦ને જોઈ સજળ નેત્રે ] અમાત્યરાક્ષસ ! આ શું–

[ રાક્ષ૦ ] કંઇ નહિ, તારા રૂડા ચરિત્રનું અંશમાત્ર અનુકરણ.

[ ચંદ૦ ] શું કર્યું ? મારો બધો પ્રયાસ ધૂળ મેળવ્યો !

---

૧ દ્રષ્ટાદ્રષ્ટ, નજર આગળ. ૨ યમલોકના માર્ગરૂપ.

[ રાક્ષ૦ ] મિત્ર! મેં મારો સ્વાર્થ જ સાધ્યો છે. રહેવા દે તારો ઠપકો. [ ચંડાળ પ્રતિ ] અરે ભાઇ ! દુષ્ટ ચાણક્યને ખબર કર કે

[ વજ્જ૦ ] હોવે હોવે, હી ખબેર, અમાત બાપો !

[ રાક્ષ૦ ]

[ શાર્દૂલવિક્રીડિત. ]

જેણે કેવળ સ્વાર્થવૃત્તિમય આ કૂડા કળિકાળમાં
અર્પી પ્રાણુ બચાવી લૈ અવરને પાડી શિબિની કળા,
ને ઝાંખો જશ બુદ્ધનો પણુ કર્યો કૃત્યે મહા ઊજળાં,
એ જે કારણુ પૂજ્ય વધ્ય જ બન્યો; તે હું રહ્યો આ ભલા. ૬

[ વજ્જ૦ ] અલ્યો બિલ્લમુહા ! હેઠિયા ચાંદણુદાને લઈ ઓલ્યા મહાણુરૂખડા હેઠે જરાક કિદુ ઊભજે; હું ગરૂ મહરાજને અમાતબાપો લાધાની ખબેર કરી આ આયો.

[ બિલ્લ૦ ] ભલે, વજ્જરલૂમકા ! હું જાઉં સું તાણે. [ એમ કહી ચંદ૦ ને લેઈ બતાવેલે ઠેકાણે જાય છે; તેની પાછળ ચંદ૦નાં પત્નીપુત્ર પણ જાય છે. ]

[ વજ્જ૦ ] હેંડો બાપો ! [ રાક્ષ૦ સાથે પરિક્રમણ કરી ] એ કો સે કે ઇયાં ? નંદકળની નેંદણી ને મઉરકળની રોપણી કરનાર

[ રાક્ષ૦ સ્વગત ] આ પણુ સાંભળવા વારો આવ્યો !

[ વજ્જ૦ ] ગરૂ મહરાજને કો કે મહરાજની નેતી પાહાં જેની બૂધ હારી જઈ સે ને જેનાં હથિયાર હેઠાં પડ્યાં સે એવા અમાત રાખહ લાધા સે—એ—એ.

[ એવે નખશિખ કવચ જેણે ધારણુ કર્યું છે ને જેનું મુખ જ માત્ર ખુલ્લું છે એવો ચાણક્ય પ્રવેશ કરે છે. ]

[ ચાણ૦ ] અલ્યા ભાઇ ! કહે તો

[ શાર્દૂલવિક્રીડિત. ]

કોણે એ વિકરાળ ઝાળ વમતો અગ્નિ ગ્રહ્યો અંચળે !
કોણે એ વિચરંત છૂટ પવને પાશે જ રૂંધ્યો બળે !

કોણે કેસરી મ્હેકતો [1]કરિમદે એ પૂરિયો પાંજરે ?
કોણે કોટિ [2]તિર્મિંગળે વિષમ એ માપ્યો કરે સાગરે ? ૭

[ ચાજ૦ ] કૂણે ચમ ? ભરેહપત જેવા બ્હાદર ગરૂ મહરાજે.

[ ચાણ૦ ] નહિ નહિ, એમ નહિ. બહેતર કહે કે નંદકુળના દ્વેષી દૈવે.

[ રાક્ષ૦ સ્વગત ] અહો ! દુરાત્મા, ના ના, મહાત્મા કૌટિલ્ય આવે છે.

[ અનુષ્ટુભ. ]

દીપે એ સર્વ શાસ્ત્રોનો રત્નાકર જ આ સમે !
નગણ્યા ગુણના એના મત્સરે જ બન્યા અમે. ૮

[ ચાણ૦ રાક્ષ૦ને જોઈ સ્વગત ] અહા ! આ તે મહાન અમાત્યરાક્ષસ !

[ અનુષ્ટુભ. ]

સેના મૌર્યની ને મારી મતિ જારી ઊજાગરે
ને ભારી [3]કલ્પનાકલેશે થકવી વીર એ નરે ! ૯

[ કવચ કાઢી નાંખી પાસે જઈ ] અમાત્ય રાક્ષસ ! નમસ્કાર વિષ્ણુગુપ્તના.

[ રાક્ષ૦ સ્વગત ] હવે અમાત્ય વિશેષણ નીચું જોવરાવનારૂં છે.

[ પ્રગટ ] વિષ્ણુગુપ્તજી ! જોજો મને અડતા. હું ચંડાળના સ્પર્શથી દૂષિત છું.

[ ચાણ૦ ] અમાત્યજી ! એ ચંડાળ ન હોય. એ તો તમારો પૂરૂવે જોયેલો રાજપુરુષ સિદ્ધાર્થક છે, જે દ્વારા બિચારા શકટદાસ પાસે પેલો કપટલેખ એના અજાણતાં મેં લખાવ્યો હતો. બીજો જે એની સાથે હતો તે રાજપુરુષ સમૃદ્ધાર્થક છે.

[ રાક્ષ૦ સ્વગત ] ભલા ભગવાન ! શકટદાસ ઉપરનો મારો વ્હેમ ટળ્યો.

[ ચાણ૦ ] ટૂંકામાં

[ શાર્દૂલવિક્રીડિત. ]

તે તે ભદ્રભટાદિ, તે શકટનો સિદ્ધાર્થકે, લેખ તે,
પેટી આભરણોની તે, તમ સખા જે જીવસિદ્ધિ ય તે,

૧ હાથીના મદ વડે. ૨ મગરમચ્છ. ૩ કલ્પના=(અ) બખ્તર શસ્ત્રાસ્ત્ર વગેરે સજવાં તે; (આ) યોજનાઓ ઘડી કાઢવી તે.

ફાંસો ખાઈ મરંત તે જન, અને આ શેઠિયાનો વધે,
મેં યોજેલ [ એટલું કહેતાં સહજ શરમાઈ ]
અમાત્ય ને વૃષલના મેળાપ માટે જ એ. ૧૦

એ વૃષલ તમને મળવા આવે છે. તમે તેને મળશો.

[ રાક્ષ૦ સ્વગત ] વશે કે કવશે, મળવું જ જોઇશે.

[ એવે પરિજન સાથે ચંદ્રગુપ્ત પ્રવેશ કરે છે. ]

[ ચંદ્ર૦ સ્વગત ] અહા ! યુદ્ધ વિના જ આર્યે દુર્જય શત્રુદળ જીતી લીધું, એટલે

[ માલ્યભારિણી. ]

વિણશસ્ત્ર જ અર્થ સૌ સરંતાં
[1]શરધિ માંહીં ઊંધે મુખે ઝૂરંતાં
શર વ્યર્થ રહે પૂરાઈ આજે;
ચિતવી તે મુજ ઉર શૂર લાજે. ૧૧

અથવા

કસવી જ કમાન ના પડે ને
શુભ સિદ્ધિ સહુ સાંપડે, વિધે એ
ગુરુ જાગૃત કાર્ય સૌ જુએ; ને
બડભાગી મુજ શા સુખે સુએ છે. ૧૨

[ રાક્ષ૦ પાસે જઈ ] આર્ય ! નમસ્કાર ચંદ્રગુપ્તના.

[ રાક્ષ૦ જોઈ સ્વગત ] અહો ! આ જ તે ચંદ્રગુપ્ત,

[ અનુષ્ટુભ. ]

ભવ્ય [2]ઉન્નતિનાં ચિહ્નો બાલ્યથી જ બતાવીં જે
પ્હોંચ્યો [3]યૂથપતિ પેઠે સર્વોપરિપદે ક્રમે ! ૧૩

[ પ્રગટ ] રાજન્ ! જય હો !

---

૧ ભાથો. ૨ (અ) મોટાઈ; (આ) કહ્યાગરપણું.
૩ હાથીના ટોળાનો ઉપરી.

[ ચંદ્ર૦ ]

[ અનુષ્ટુભ. ]

આર્ય કાર્ય તણો ભાર સંભાળો [1]ગુરુરૂપ, ત્યાં
મહીતળ મંહી મારે જયની શી જ [2]ન્યૂનતા ? ૧૪

[ રાક્ષ૦ સ્વગત ] કૌટિલ્યનો શિષ્ય આ કેવો મને અમાત્યરૂપે સંબોધે છે ! અથવા ના, ના, એ તો ચંદ્રગુપ્તનો વિનય છે. હું જ મત્સરને લીધે અવળું લહું છું. ચાણુક્ય યશસ્વી થયો, તે બધી રીતે ઘટિત જ છે. કેમજે

[ વસંતતિલકા. ]

સત્પાત્રનો ઉચિત [3]ઈપ્સિત યોગ પામી
નિશ્ચે લહે જડ જને જશ વિઘ્ન વામી;
જોગે [4]જુગુપ્સિત કુપાત્રતણા [5]ધીમંતે
પેખે નદીતટ તરુ વત [6]પાત અંતે. ૧૫

[ ચાણુ૦ ] અમાત્યરાક્ષસ ! ચંદનદાસને જીવાડવાને આવ્યા છો ?

[ રાક્ષ૦ ] ખરેખર એને જીવાડવાને જ.

[ ચાણુ૦ ] તો સંભાળી લો આ શસ્ત્ર.

[ રાક્ષ૦ ] નહિ નહિ, વિષ્ણુગુપ્ત, એ બને નહિ. અમાત્યપદનું શસ્ત્ર, તે પણ તમે ધારણ કરેલું, હું ધારણ કરવા યોગ્ય નથી.

[ ચાણુ૦ ] શું બોલ્યા, અમાત્યજી ! હું યોગ્ય ને તમે અયોગ્ય ! જુઓ, જરાક જુઓ.

[ શાર્દૂલવિક્રીડિત. ]

વૈરીનો મદ મોડતા તમ તણા પ્રૌઢા પ્રતાપે કરી
પીઠે પાખર ને લગામ મુખમાં રાખી સૂકાયા તુરી;

૧ (અ) ચાણુક્ય તુલ્ય; (આ) બૃહસ્પતિ તુલ્ય. ૨ કમીના. ૩ ઇષ્ટ. ૪ નિંદવા લાયક. ૫ બુદ્ધિશાળી. ૬ (અ) ઊથલી પડવું તે; (આ) ખુવારી, ખરાબી.

ને નાના વિધિનાં યથેચ્છ સુખનાં સ્વપ્ને સહૂ વીસરી
વાંસે બખ્તર લોહનાં વહીં વહી સુજી ગયા સૌ કરી. ૧૬

અથવા એમ શું કરવાને? તમે શસ્ત્ર ધારણ કરો નહિ, તો ચંદનદાસ બચે પણ નહિ.

[ રાક્ષ૦ ] એમ ? ત્યારે ધારણ કરું છું. લાચાર, વિષ્ણુગુપ્ત, ગમે તે કાર્યે કરાવનાર મિત્રસ્નેહને નમું છું.

[ ચાણ૦ હર્ષ ભેર શસ્ત્ર અર્પી ] અહોભાગ્ય, વૃષલ! અમાત્યરાક્ષસે તારા ઉપર અનુગ્રહ કર્યો ને શસ્ત્ર સંભાળી લીધું.

[ ચંદ્ર૦ ] આર્યનો અનુગ્રહ ચંદ્રગુપ્તના રોમે રોમે વસી રહ્યો છે.

[ એવે એક રાજપુરુષ ઉતાવળો પ્રવેશ કરે છે. ]

[ પુરુ૦ ] મહારાજનો જય. ગુરુજી! ભદ્રભટ, ભાગુરાયણ આદિક મલયકેતુને હાથેપગે ડસકલાં દેઈ દેવડીએ લેઈ આવ્યા છે.

[ ચાણ૦ ] ભાઇ! અમાત્ય રાક્ષસ જાણે. એમને નિવેદન કર.

[ રાક્ષ૦ સ્વગત ] કૌટિલ્ય કેવો છે! મલયકેતુને કેદ કરાવી હવે એનું શું કરવું તે મારા મ્હોડે કહેવરાવે છે! લાચાર! [ પ્રગટ ] રાજન્ ચંદ્રગુપ્ત! આપના જાણ્યામાં જ છે કે કેટલોક કાળ હું મલયકેતુના દરબારમાં હતો. માટે એને જતો કરશો.

[ ચંદ્ર૦ ચાણ૦ સામે પ્રસન્ન મુખમુદ્રાથી આંખની ઇશારત કરે છે. ]

[ ચાણ૦ ] ઉચિત છે, વૃષલ! અમાત્યરાક્ષસની આ પ્હેલી વિજ્ઞાપના છે, તેને માન આપવું ઘટે છે. [ પુરુ૦ પ્રતિ ] ભાઇ! ભદ્રભટ આદિકને કહે કે અમાત્ય રાક્ષસની વિજ્ઞાપના ઉપરથી દેવશ્રી ચંદ્રગુપ્ત મલયકેતુને જતો કરે છે ને એના બાપનું રાજ્ય એને પાછું આપે છે. માટે તમારે એની સાથે જવું ને એને ગાદી સોંપી કરી પાછા આવવું.

[ પુરુ૦ ] જેવી આજ્ઞા આર્યની. [ જવા માંડે છે. ]

[ ચાણ૦ ] ભાઇ ! રહે.– કોટવાળ વિજયપાળને કહે જે અમાત્યરાક્ષસે અમાત્યપદવીનું શસ્ત્ર સંભાળી લીધાથી પ્રસન્ન થઈ દેવશ્રી ચંદ્રગુપ્ત ફરમાવે છે, કે ઝવેરી શેઠ ચંદનદાસને જગતશેઠ બનાવવા. વળી સેનાના હયહાથી સિવાય બીજા બધાનાં બંધન છોડવાં. અથવા અમાત્યરાક્ષસ મંત્રીશ્વર છે, ત્યાં સેનાના હયહાથી સજ્યા ને સજ્યા રાખવાનું પણ શું કામ છે ?

[ અનુષ્ટુભ. ]

સૌનાં એ હય ને હાથી સાથે બંધન છોડવાં.
પ્રતિજ્ઞા પાળી બાંધેલી રહે બાંધી શિખા જ આ. ૧૭

[ પુરુ૦ ] જેવી આર્યની આજ્ઞા. [ જાય છે. ]

[ ચાણ૦ ] રાજન્ ! ચંદ્રગુપ્ત અને અમાત્ય રાક્ષસ ! કહો શું અધિક પ્રિય કરૂં ?

[ ચંદ્ર૦ અને રાક્ષ૦ ] હવે શું પ્રિય કરવું બાકી છે ? આ [1]ભરતવાક્ય જ સફળ થાઓ !

[ સ્રગ્ધરા. ]

વારાહી[2] મૂર્તિ પૂર્વે ધરી [3]ધરણિધરે દંતની [4]તુંગ ધારે
ઉદ્ધારી [5]અબ્ધિ કેરા [6]અતળ જળ થકી આ ધરા ધાઈ બ્હારે;
ને હાવાં હૂણ કેરા ઉદધિ ઊલટતો લીધ શોષી અમાપે;
તે દેવશ્રી [7]અવંતિવરમ [8]ચિર મહી પ્રૌઢ પાળો પ્રતાપે ! ૧૮

[ સર્વે જાય છે. ]

૧ નટોની પ્રાર્થના. ૨ વરાહની; ડુક્કરની. ૩ કૂર્મરૂપે પૃથ્વી ધારણ કરનાર ભગવાન. ૪ ઊંચી. ૫ સમુદ્ર. ૬ અગાધ. ૭ અવંતિવર્મા બાબત જુઓ ઉપોદ્ઘાત. ૮ લાંબી મુદત.

# કેશવલાલ હર્ષદરાય ધ્રુવે

## પ્રસિદ્ધ કરેલાં

### પુસ્તકો.

| [ નામ. ] | [ મૂલ્ય રૂ. આ. પા. ] |
|---|---|
| મેળની મુદ્રિકા કિંવા મુદ્રારાક્ષસ નાટક, આવૃત્તિ પાંચમી | ૧—૪—૦ |
| પરાક્રમની પ્રસાદી કિંવા વિક્રમોર્વશીય નાટક, આવૃત્તિ પાંચમી [ છપાય છે ] | ૧—૦—૦ |
| પ્રિયદર્શના નાટિકા, આવૃત્તિ બીજી | ૦–૧૨—૦ |
| સાચું સ્વપ્ન કિંવા સ્વપ્નવાસવદત્ત નાટક, આવૃત્તિ પહેલી | ૧—૮—૦ |
| અમરુશતક, આવૃત્તિ ચોથી [ છપાય છે ] | ૧—૪—૦ |
| ગીતગોવિંદ, આવૃત્તિ ચોથી [ છપાય છે ] | ૧—૮—૦ |
| છાયાઘટકર્પર, આવૃત્તિ પહેલી | ૦—૧—૦ |
| મુદ્રારાક્ષસ, સંસ્કૃત મૂળ ઈંગ્રેજી ટીકા સાથે | ૧–૧૪—૦ |
| બાલબોધ કાદંબરી, પૂર્વ ભાગ, સમજૂતી સાથે | ૩—૦—૦ |

હવે પછી

પ્રધાનની પ્રતિજ્ઞા કિંવા પ્રતિજ્ઞાયૌગંધરાયણ નાટક

બાલબોધ કાદંબરી, ઉત્તર ભાગ, સમજૂતી સાથે

---

મળવાનાં ઠેકાણાં

મેસર્સ એન. એમ. ત્રિપાઠી એંડ કંપની, બુકસેલર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ, મુંબઈ.

શા. જીવનલાલ અમરશી મહેતા, બુકસેલર,
પીરમશાહ રોડ, અમદાવાદ.

ગુજરાત ઓરિએંટલ બુક ડીપો,
રતનપોળને નાકે, અમદાવાદ.